# ગુલબંકાવળીની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી                    પ્રત ૨૦૦૦

અમદાવાદ—સારંગપુરમાં વનમાળી વાંકાની પોળમાં ચુનિભાઈ દલપતરામે પોતાના "ચન્દ્રોદય" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૮૧.                    સને ૧૯૨૫

કીંમત રૂ. ૦-૮-૦.

# ગુલબંકાવળીની વારતા.

## મંગળાચરણ–દોહરો.

શ્રી ગણુપતી આરાધીએ, પુજું બેઉ કરજોડ;
સહુ મળી કરી કરૂણા કરો, કાંઇ માં દેશો ખોડ. ૧
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂં લહેતો નથી, ક્યાં તમારી બુદ્ધ. ૨
પ્રથમ ઇષ્ટદેવને પરણમું, જેની મુજપર સહાય;
કરૂણા કરો હું કરગરૂં, આ ગ્રંથ ચાલતો થાય. ૩

ચોપાઇ—સીરકસ્તાન નામે એક ગામ, જલદસંગ રાજાનું નામ રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખત છે તેને ઘેર. વરણ અઢારે વાસો રહે, શોભા ઇંદ્ર સરખી લહે; રાજાને પ્રધાનજ સહી, તે પણ અતી ડાહ્યો છે તહીં. તે રાજાને રાણી એક, તેહ તણો શું કહું વીવેક; તેને પુત્ર પ્રગટ્યા છે ચાર, તેની શોભાનો નહી પાર. ફરી પુત્ર જનમીયો એક, તેના લેખ કર્યાં વિવેક; જોશીએ રાજાને કહ્યું, તે લેખમાં એક કૌતક થયું. ત્યારે રાજા બોલ્યા વાણ, કહો જોશીજી ચતુરસુજાણ; સાંભળો જોશી કહે રાય, લેખ તણો સુણો મહીમાય. પુત્રનું મુખ જોશો જ્યારે, આંખે અંધ થશો તમો ત્યારે; ત્યારે રાજા ચમક્યો મન, જોશી કહે તે સત્ય વચન.

દોહરો—રાજાએ વજીર તેડાવીયો, કહી માંડીને વાત; કહે વજીર હવે શું થશે, અર્થ શું કરવું ભ્રાત. ૧ પુત્રનું સુખ જોયું નહી, શું છે પુત્રનું કામ; મુકો એમે વન જઈ, ન આવે આ ઠામ, ૨ વજીર તમે ચોકી કરો, ના મુકો વીરા એક; જાળવજો જુગતે કરી, સાચું કહું છું તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો, ગયો વન મોઝાર; બાર ગાઉ ઉપર જઈ, કરે જતન અપાર. ૪

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, ઘેર રાજાની શી ગત થઈ; વજીર ગયા પછી શું થયું, પેર તેહની પ્રીતે લહું. એક સમે પોતે રાજન, નીકળ્યા મીજબાનીએ વન, ભુપ બેઠા વાડીમાં જઈ, ખાનપાન કરે છે સહી. પછી નીકળ્યો મૃગીયાયે બહાર, સાથી પોતે તેડયા સાર; સાથે સાથી તેને સહી, શીકાર કરવા ઇચ્છા થઈ. મરગ એક દીઠો વન મોઝાર, સાંધ્યું બાણ મુકયો તોખાર; જાણે ઘાયલ કરૂં આવે લાગ, નાસે હરણ તે અથાગ પુંઠે રાગે મુકયો તોખાર, નાસે તે વન મોઝાર. સાથી સહુ પછવાડે રહ્યા, રાજા હરણની પુંઠે ગયા. સાત જોજન તે નાઠું જાણ, તે હરણના લીધા પ્રાણ; અશ્વ રાખ્યો ઉભો તે ઠામ, થઈ ગયું રાજાનું કામ. પુત્ર પાંચમો તાજલમુખ નામ, જેને નીજ તજાવ્યુ ગામ; મુખ જોયે અંધજ થાય, જાણી કહાડયો જંગલમાંય. એક દીવસ પ્રધાનજ સહી, શીખનાં વચન કુંવરને કહી; તેથી ક્રોધ ચઢાવી કરી, આવ્યો સુત વન ભમતો ફરી તેના જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટળે નહી ટળ્યા. દીઠો આવતો રાજકુમાર, જાણે બીજો ઈંદ્ર તણો અવતાર ધન્ય. ધન્ય એ જનુની તનં, જેની કુખથી થયું રતનં; દ્રષ્ટ ભરી જોયો જેટલે, રાજા અંધ થયો તેટલે.

છપ્પો—ટળશે ભુંડી ભુખ, કંઇક ઉદ્યમ કરવાથી; ટળશે શત્રુનો ભેદ, દેશ પરદેશ ગયાથી. ટળશે દેહમાં રોગ, રાજ ઓસડ કરવાથી; ટળશે દુરબળ દેહ, અહો જપ તપ કરવાથી; પુણ્યે તો પાપ ટળે સહી,

ગાહાજનો કહે છે કથી; કવીજન મુખ વાણી કહે, લખ્યા લેખ ટળતા નથી. જાય જોરાવર શરણ, મેરૂ ઉપર જઇ બેસે; બેસે ગીર ગુફાય જાય દેશ કે વીદેશે. પેસે જો પાતાળ, આપ આકાશે જાયે; જાય શેષને શરણ, રહે વચ્ચે દળ માંયે, જોગી થઇ જંગલ ભમે, અનેક ઉપાય કરે કથી; કવીજન કહે સત માનજો, લખ્યા લેખ ટળતા નથી

દોહરો—પુત્ર જાણે કોઇ રાજવી, રાય જાણે રાજકુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી ચાલ્યો અસવાર. ૧ નજર ભરીને નીહાળીયું, અંધ થયો અશ્વ ને રાય; લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટાં કેમ થાય. ૨ રાજાએ મન વિચારીયું, એ મત મહારો જાણ; જોશીએ કહ્યું નિશ્ચે થયું, મેં નિશ્ચે કર્યું પ્રમાણ. ૩ શોકાતુર મનમાં થયો, તેને દુઃખ તણો નહી પાર; જવા મારગ સુઝે નહી,વજીર આવ્યો તે ઠાર. ૪ પ્રધાન જે પોતા તણો, બુધમળ જેનું નામ; પુત્રને શોધવા નિસર્યો આવી પહોંચ્યો તે ઠામ. ૫ આવીને ઉભો રહ્યો, કરી દંડ પ્રણામ; રાજા કંઇ નથી દેખતો, વિચાર્યું તે ઠામ. ૬ રાજા કેમ નથી બોલતા, મેં તમને કર્યા પ્રણામ; તમને અકસ્ટે ઓળખ્યા, ક્યાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ, અંધ થયો હું જાણ; રાજકુંવર દીઠો અહીં, તેહ પુત્ર નીરવાણ. ૮ છુટો કેમ મુકયો તમે અહિં કેમ આવ્યા આપ; મારી શીખ માની નહી, નડયાં કરમનાં પાપ. ૯ શોકાતુર સરવે થયા, સુણી આવાં વચન; પછે તેડી આવ્યા પુર વીશે સેન્યા સહીત રાજન. ૧૦ વારતા ચાલી પુરવીશે, પામ્યા શરીરે દુઃખ; પાપી પુત્ર પેદા થયો, દીઠું તેનું મુખ. ૧૧ ત્રાહે ત્રાહે સઉકો કરે, વરણ અઢારે લોક, નીંદા કરે સહુ પુત્રની, ધરે છે મનમાં શોક ૧૨ રાજા ચાલી ઘેર ગયા. તેને દુઃખ તણો નહી પાર, ભરી સભા બેઠા સહી સરવે કર્યા જુહાર. ૧૩ જોશી પંડીત ને વેદીયા, વઇદ વિપ્ર અપાર; આશીર્વાદ દીધા સહી, મુખ બોલ્યા. તે ઠાર. ૧૪ [illegible]

થયાં અંધ થયો હું આંય; પાછાં નેત્ર આવે મુને, એવો છે ઉપાય. ૧૫ ત્યારે વીપ્ર સહુ બોલીયા, વઇદક શાસ્ત્રનું કામ; પુછો તેડી ધનવંતરી, તે પુરે મન હામ. ૧૬

ચોપાઇ—વચન વીપ્રનાં મનમાં ધરી, વઇદ સભા રાજાએ કરી; મુલક મુલકના હકીમ જેહ, તેડાવ્યા સહી આણી નેહ. ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યા જોડી હાથ; કયે પ્રકારે પામું આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરો શાખ, મારે ધનવંતરી સહુ તમો, નિશ્ચે કરીને બોલ્યા અમો, એમ કહીને નમાવ્યું શીશ, ત્યારે વૈદ બોલ્યા દશ વીસ. અનેક ઉપાય કરશો રાય, તોયે આંખ સારી ન થાય; ક્રમીત વાત એ નીશ્ચે થઇ, દેખાતો કરનારી છે નહી. ગુલબંકાવળી પુષ્પજ સાર, તેહ મળે તો થાય કરાર; સાત જનમનો અંધજ હોય, અડકે ફુલ કે નજરે જોય. તે મળે તો કામજ થાય થાય, બાકી બીજો નથી ઉપાય; એવાં વઇદનાં સુણી વચન, હરખ્યું ઘણું રાજાનું મન. ખોળ કરાવી અપરમપાર, શોધવા મોકલ્યા ઠારેઠાર; જે લાવે બંકાવળી ભાળ, તે નગ્ન હું કરૂં નિહાલ. અખુટ ભંડાર ભરાવું ખાસ, વજીર કરીને રાખું પાસ; મહસ્ત્ર જન થયા તઇયાર, શોધવા નકળ્યા ઠારોઠાર. પહાડ પરવત જોયા બહુ ઠામ, પણ ના મળે બંકાવળી નામ; પુરવ પશ્ચિમ ઉત્તર દક્ષિણ સહી, કાંઇ જોવામાં બાકી નહિ, નીરાશ થઇ પાછા આવીયા, કાંઇ ભાળ તો નવ લાવીયા; લાચાર થઇ બેઠા સઉ સાથ, ત્યારે ધરયા રાજાએ હાથ. અરે દઇવ આતે શું થયું, વઇદ વચન મિથ્યા તો થયુ; ક્યાં જાવું હવે શું કરૂં, દેહત્યાગ કરીને મરૂં. અંધ તણો ધીક અવતાર, લાચાર થઇ બોલ્યો તે ઠાર.

દોહરો—લાચાર થઇ વાણી કહી, ત્યારે ઉઠયા સુત ચાર; પાસે જઇ ઉભા રહ્યા, કરીને તાતને જુહાર. ૧ આશીષણ થાશું અમો, બતરીસ લક્ષણા તંન બંકાવળી અમે લાવીએ સુખ બોલ્યા એમ વચન.

૨ ચતુરાઇએ શોધી લાવશું, આશીષણુ થાશું તાત, રજા આપો અ· મને તમો, બોલ્યા સભામાં વાત. ૩ રાજા કહે હું અંધ થયો, વળી તમો જાવ છો તંન, ધીરજ કેમ ધરી શકું, કેમ વાળીશ મુજ મન. ૪ થોડા દીવસમાં આવશું, નીશ્ચે કરીશું કામ; માટે રજા આપો તમે, આ વેળા આ ઠામ. ૫ નથી આસરો બીજા તણો, સરવે બીચારા રાંક; અમ વીના કામ સરે નહી, એ નીશ્ચે આડો આંક. ૬ સભા સરવે વાણી વદે, એ બત્રીસ લક્ષણા તન; લાવે તેમાં સંદેહ નહી, એમ બોલ્યા સરવે વચન. ૭ ધીરવીર મહા પરાક્રમી, બુધ શીરોમણુ સાર; એ ચતુરાઇથી પેદા કરે, ગુણુ તથા ભંડાર. ૮ ત્યારે રાજાએ હીમત ધરી, બોલ્યો તેણે ઠામ; દયો ખજાનો અતીઘણો, સીદ્ધ કરો એ કામ. હસ્તી પાંચ અઈરાવતી, પાંચસે અસવાર. ખજાનો આપ્યો અતી ઘણો, કહેતાં ન આવે પાર, ૧૦ શુભ મુહુરત જોઇ નીસર્યા કુચ મુકામે જાય; એ વાત રહી એટલે, બીજો કહું મહીમાય.

ચોપાઇ—તાજલમુખને ખબરજ થઇ, પીતા અંધ થયો મુજને જોઇ, તેહની ચરચા મારે જોવી સહી, એ વાતમાં સંદેહ નહી મળ્યા જંગલમાં મુજને તાત, સાચી માની કુંવરે વાત, ધીક્કાર પડયો મારો અવતાર, મુજ શીર બેઠી મોટી ગાળ. ધીકાર પડયું એ મારૂં રૂપ જઇ પડું હું મોટે કૂપ; શું મુખ લઇને હું ફરૂં; માટે વીખ ખાઇને મરૂં. એ વિચાર કર્યો જેટલે, કાસદ એક આવ્યો તેટલે; તેણે મુખથી વાણી કહી, રાજા કુંવર આવ્યા છે અહીં. અંકાવલી લેવા કારણે, ઘર તજી નીકળ્યા બારણે, તે મળે તો રૂડું થાય, તો એ દેખે રૂડો રાય. એવાં વચન કાસદનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી, વી· ચાર કર્યો પોતાને મન, હું જઇ મળું મુજ બાંધવ જન. પછી ધાર હું તેહનો લઉં, તે પ્રમાણે હું પણુ જાઉં; તોરી ઉપર થયો અસવાર, આવ્યો ઘોડો ન લાગી વાર, મુકામ કરી રહ્યાતા જ્યાં, તાજલમુખ આવી

પહોંચ્યો ત્યાં; ઘોડા મધ્યે ઘોડા સહી કોઇએ તેને ઓળખ્યો નહી. એક સઇયદ તેના લશ્કર મહી, તેણે પુછયું રાજકુમાર જઇ; કોણ છો તમે બાળે વેશ, કેમ નીકળ્યા છો પરદેશ, ત્યારે તે નર બોલ્યો બોલ, જાણે જીવ્યા અમરતની તોલ; પંથી મુસાફર છીએ અમો. પુછો છો તો સુણજો તમો. નથી ભાઇબંધ સજન સાથ, તમ શરણે આવ્યા ઝાલો હાથ; ત્યારે બોલ્યા સૈયદ સહી, ચીંતા ફીકર કાંઇ કરવી નહી. સુખે રહો અમારી પાસ, લશ્કર સાથે કરજો વાસ.

દોહરો—એમ અરસપરસ વાતો કરે, રહ્યા રાત તે સાથ; પ્રાતઃકાળે તહાં થકી, સૈન્ય સંગાતે જાય. ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યું એક ગામ; ડેરા તંબુ તાણીયા, કીધા સરવે મુકામ. તે નગર તણી શોભા ઘણી, મુખથી કહી નવ જાય, નવનવા મહેલ શોભી રહ્યા, દીસે ઘણી શોભાય. રાજા ત્યાંનો સતવાદીઓ, પ્રજા તણો પ્રતીપાળ દુઃખ નહી તે દેશમાં, શોભા અપરંપાર. ૪ તારીફ સુણી એવી શહેરની હરખ્યા સૌ તે ઠામ; ચાર ભાઇ તે ચતુર નર, જોવા લાગ્યા તે ગામ. ૫ દરવાજા પોળ ને બારીઓ, ગલી કુંચી ને બજાર; જગ મળ જોત ઝળકી રહી, શોભા ઠારો ઠાર. ૬ જોતાં જોતાં આવીયા જ્યાં ભર્યા બજાર; ત્યાં એક મહેલ દીઠો સહી, તેની શોભાનો નહી પાર. ૭ છજાં ઝરૂખા રાવઠી, સહુ મેનાકારી કામ; ચક નાંખ્યો જરી તણો, જાણે ઇંદ્રપુરીનું ધામ. ૮ ઢોલ દીઠો એક બારણે, ત્યાં છે સુંદર કામ; ત્યાં સુંદર નાર એક અવનવી, ને ઉંચા બહુ આવાસ. ૯ ચારે ભાઇ મહા ચતુર છે, પુછે તેડીને પાસ; આ મહેલ છે કોણ તણો, કોણ છે એની જાત. ૧૦ આ ઢોલ મુક્યો શા કારણે, એ સંદેહ સમઝાવી વાત. ૧૧.

ચોપાઈ—એ રીતે ચારે બોલ્યા વાત ત્યારે જોડયા પેલે હાથ; એતો ગુણકા કેરૂં છે દ્વાર, રાજદ્વારથી શોભા સાર. દેવાંગના છે સુંદર રૂપ, નામ કન્યાથી શોભા અનુપ; પદમણી હંસણી ચીત્રીણી નાર તેને ગણતી નથી લગાર. જાણે ઝળકે જળહળ જોત, ઉદે થયો શોભે ઉદ્યોત; મોહની રૂપ છે સુંદરી, પૃથ્વી ઉપર એક અવતરી, લાખી ગુણકા એનું નામ ઘેલું કીધું સઘળું ગામ; લાખ રૂપીયા આપે જેહ, મુખ વીનતાનું નીરખે તેહ. પ્રથમ દ્રવ્યના ઢગલા કરે, પછે દાંડીયા કરમાં ધરે; એક લાખનો એકજ નાદ, વીનતાને કાને પડે સાદ. સાદ સુણીને દે છે માન, દાસી સાથે મોકલે છે પાન; તેડી જાય છે મહેલની માંહી, જે કહેશે તે કરશે તહીં. દ્રવ્ય હોય તો નાદજ કરો, નહી તો મારગ માંહી પરવરો; એવાં દાસીના સુણી વચન, વીચાર કરવા લાગ્યા મંન. એટલો તોલ રાખે સુંદરી, જોવી એને નજર ભરી; લાખ રૂપઇયાનો એક ઢોલ, તે પ્રમાણે જોવું તોલ. પાસે દ્રવ્ય તેને શી વાર, ચાર ઢગલા કરયા તે ઠાર; પછે ડાંડીયા લીધા હાથ; અવાજ કર્યો ચારે જણ સાથ. લશ્કર પડયું પાદરે સહી, ચારે આવ્યા ગુણકાને તહીં; તાજલમુખ રહ્યો લશ્કરની પાસ, ચારે આવ્યા ગુણકાને અવાસ

દોહરો—કીધો નાદ ચારે જણે, થયું વીનતાને જાણ; પ્રસન્ન થઇ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧ કો નર આવી પહોંચ્યા સહી, દાસી દે જઇ માન; તેડી લાવો મુજ આગળે, આપો શ્રીફળ પાન ૨ એવાં વચન દાસી સુણી, ઉતરી તેણી વાર; શણગાર સજ્યા છે શોભતા, તેની શોભાનો નહી પાર. ૩ જુહાર કર્યા નીચી વળી, બોલી મુખથી વાણ; ભલે પધાર્યા સાજની, ભોગી ચતુરસુજાણ. ૪ શેઠાણી મારી તેડે સહી, બોલાવ્યાં બીઇ માન; ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન. ૫ તેડી ગઇ તે વાણી, ચારે ચતુરસુજાણ; બેઠા મધ્યે લાવી સહી ત્યં

શોભે કુંગીઓ સાથે. ૬ પાટ પરવાળી તણો, જડીત હીંડોળા ખાટ; એ વિશ્વકર્માએ રચના રચી, ઘણી શોભા છે ઘાટ. ૭ એક વીનતા દીઠી બેઠી તહીં, તેની શોભાનો નહી પાર; જેવી કાને સુણી હતી તેવી સુંદર નાર. ૮ અગાતેણી કટી કેસરી, શોભે સકલ અવતાર; જાણે વીજળી ચમકી રહી, વદન કમળ આકાર. ૯ ઘણી ચપળતા નારની બુધ તણી ભંડાર; સોળ વરસની સુંદરી દેખે છે ચતુર નર ચાર. ૧૦ વીનતા ઉઠી ઉભી થઇ, બોલી હાસ્ય વચન; ભલે આવ્યા પ્રથ્વીપતી, ઘણું રીઝયું મારૂં મન. ૧૧

ચોપાઇ—વીનતા બેઠી ઉભી થઇ, જોતાં ચારની શુધ નવ રહી, આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાં પાન. કરે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી, ચારે ચતુરાઇ ભુલી ગયા, જોઇ વીનતાને વ્યાકુળ થયા. વીનતા બોલી મધુરી વાણ, ભલે પધાર્યા ચતુર સુજાણ; કાંઇ આજ્ઞા અમને દીજીએ, તમે કહો તે અમો કીજીએ. એવાં વચન વીનતાનાં સુણી, ચારે જણે વાણી ભણી; લાખ રૂપીયા ઇચ્છો છો તમો, તે કારણ પુછીએ અમો. ત્યારે વિનતા બોલી વાણ, સુણજો ચારે ચતુરસુજાણ; મારે રમત રમવાના કોડ, પરઠું પહેલી નરશું હોડ, ચોસર તણી રમત છે જેહ, રમત રમવા આણી નેહ; જો હારૂં તો સર્વે દઉં, દાસ થઇ તેની પાસે રહું. જે નર હારે આ ઠાર, તો તો કાઢી મુકું બહાર; હારે તો દ્રવ્ય મુકીને જાય, જીતે તો મુજ સ્વામી થાય. બતરીસ લક્ષણા તેનું છે કામ, મુરખ શું સમજે આ ઠામ. એવાં વચન વિનતાનાં સુણી, વીમાસણ થઇ ચારને ઘણી; રમે તેવી પણ આખર નાર, એને જીતતાં કેટલી વાર, વારાફરતી રમશે સહી. જે જીતશે તે વરશે લેઇ; એવો મનમાં કર્યો વિચાર, માંડી બાજી નવ લાગી વાર.

દોહરો—માંડયા પાટ કંચન તણા, ચતુરંગી સોગટી સાર;

વીનતાએ ત્યાં મુકીયા, આવીને બેઠી નાર ૧ બિલાડીને શીર દીપક ધર્યો પછે બોલી મુખથી વાણ; હવે વારાફરતી રમો સહી, તમો છો ચતુર સુજાણ. ૨ જીતે તેની હું તારૂણી, હારે તેના લેઉં દામ, એમ કહી બેઠી સહી, વીનતા તેણે ઠામ. ૩ એવાં વચન વિનતાનાં સુણી, રીસ ચડી અપાર, તે મધેથી એક ઉઠીયો, બેઠો સનમુખ નાર, ૪ ઘણે ઠેકાણે ફર્યા તમો, તે આજ મુકશો મામ. એમ કહી પાસા ગ્રહી, નાખ્યા તેણે ઠામ. ૫ સાચવે નજર એક એકની, નાંખ્યા છઇને દાવ; ચતુરી ચલાવે ચોગણી, રાખી મનમાં ભાવ, ૬ ગમે તેવી કરે ચાતુરી, પણ પડે છે અવળા દાવ, વીનતાની જીત બાજી થઇ, તેને હઇડે હરખ નવ માય. ૭ એક હાથ બાકી રહ્યો, જો પડે પાસા પોબાર; તો તો જીતે તારૂણી, હારે રાજકુમાર. ૮

ચોપાઇ—પડયા પોબાર તે જીતી નાર, રાજકુમાર હાર્યો તે ઠાર; ઉતરી ગયું છે મુખનું નીર, આઘા જઇને બેસો વીર. બીજો બાંધવ ઉઠયો સહી, વીનતા સનમુખ બેઠો જઇ, તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતાની સાથ. તે પણ હાર્યો જોતાં સહી. તેની હોંશ પણ પોંચી નહિ, ત્રીજો બોલ્યો ત્યાં વાણ, ઉઠી બેઠો ચતુર સુજાણ. મુજને કોઇ જીતી ન જાય, નથી સુંઠ ખાધી કોની માય, એમ કહીને પાસા લીધ, રમત હતી તે જારી કીધ. ઘણી ચતુરી કીધી સાર, તે પણ હાર્યો ન લાગી વાર, ચોથાએ ચતુરાઇ બહુ કરી; તે પણ જીતી લીધો સુંદરી. ચારે નરનાં ઉતર્યાં માન, હળવા પડયા જેમ પીંપળપાન; રાંડના જીતી જાશું કોડ. હસશે પુરના સઘળા લોક, એવો મનમાં કર્યો વીચાર, ફરી રમવા માંડયું તે ઠાર. ચચાર લાખની પાડી હોડ, સોળ લાખ ભર્યા તે ઠાર. સોળ ચાંદને લાવે સહી, નહી તો સોળની આશા નહી; એમ વિચાર પોતાને મન, રમવાને બેઠા તે દીન; વારા ફરતી

હાર્યા ચાર, જીતી ગુણકા નવ લાગી વાર. હાર્યો જુગારી બમણું રમે, બુદ્ધિ ભ્રષ્ટ થઇ તે સમે. વળી મનમાં કર્યો વિચાર વિનતા પ્રત્યે બોલ્યા ચાર. હાથી ઘોડા ધનને માલ, લખી આપ્યું તેને તતકાળ. હારીયે તો સરવે દીજીએ; જીતીએ તો તારૂણી લિજીએ; એમ કહી રમ્યા તે ઠાર તે પણ જીતી લીધું નાર. કાંઇ હોડ કાઢો આ ઠાર, નહિતો મહેલેથી નિકળો બહાર, સુણી વચનને લાગ્યુ દુઃખ બોલ્યા ચાર જણા તે મુખ. ચોથી રમતે રમિયે અમો, કરીયે હોડ તે સુણજો તમો, જો હારીએ તો થઇએ ગુલામ, નહિતો તને કરીએ આ ઠામ, એમ કહીને રમીયા તહી. વિનતા તે પણ જીતી ગઇ, ઝાંખા થઇને બેઠા તહિ, પછી વિનતાયે વાણી કહી.

દોહરો—હાર્યા ચારે ચતુર નર હાથી ઘોડા ધન માલ, ગુલામ ખત લખી આપીયું. પછી કેદ કર્યા તે ઠામ, તે ગઇ વાત તે ગાંદરે, લશ્કર પડ્યું તે ઠાર, હાર્યા ચારે રાજવી, જીતી ગુણકા નાર ગુલામ થઇ તે તો રહ્યા નવ પોંચી મનની આશ; એકે અરથ સર્યો નહિ, છેક થયા નિરાશ. ૩ એવી વાત સર્વે સુણી, મનમાં પામ્યા દુઃખ, નાઠું લશ્કર ત્યાં થકી, ઉતર્યાં સરવનાં મુખ. ૪ તાજલમુખ રહ્યો એકલો બાકીએ તજીયું ઠામ; દુઃખ ધરી મનમાં રહ્યો શું કરવું હવે કામ. ૫ નામ બોળ્યું ચારે બાંધવે, લગાડી કુળને લાજ; ગુલામ કાવળી લાવતાં કરે ગુલામિ કાજ. ૬ પરમેશ્વરના પ્રતાપથી જીતું ગુણકાની જાત; છોડાવું મુજ ભ્રાતને પછી લખિત પહારથ વાત. ૭ કરતા ફરતા ફિરતાર હું, મુજથી કંઇ નવ થાય, એમ વિચારી મન વિષે આવ્યો નગરી માંય ૮ શેરી ચઉટાં ને ચાવડી, જોયા ચોક બજાર; ફરતો ફરતો આવીયો, એક અમીરને ઠાર. ૯ મોટા મહેલ નવદુંકિનો દ્વાર બેઠા દરવાન; દીઠા તેણે રાજવી, દીધાં ઝાઝાં માન ૧૦ કેણ દેશથી આવિયા, શું છે તમારૂં નામ. અમીર લક્ષણા દિસો તમો શું

ધારો છો કામ. ૧૧ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, અમો મુસાફર જાત, આ મહેલ છે ભાઇ કોણ તણો, એટલી પુછું છું વાત. ૧૨ ત્યારે દરવાને વાણી વદી, એ અમીર તણું છે ધામ; બુદ્ધિ ઘણી અરૂ ચાતુરી, ઘેર ઘણા છે દામ. ૧૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, એક કરો મુજકામ; અમીરને જઇને કહો, એક મુસાફર આવ્યો મુકામ. ૧૪ ઉમેદવાર મળવા તણો ઘણી ઇચ્છા મનમાંય; હુકમ કરો તો આવીયે એમ કહો જઇ ત્યાંય. ૧૫

ચોપાઇ—એવાં વચન દરવાને સુણી, ગયો ત્યાં અમીરના ભણી, સનમુખ રહીને કરી સલામ, પછી અરજ કરી તે ઠામ. મુસાફર એક આવ્યો દ્વાર, તેમાં રૂપ છે અપરંપાર, ખત્રિય લક્ષણી છે જાત, તેણે એક કહાવી છે વાત, અમીર સાથે મળવું છે સહી, એવી તેણે વાણી કહી. એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન. તેડી લાવો માહરી પાસ, મોકલ્યો તેડવા તરત દાસ આવ્યો સેવક તેણી વાર, કરજોડીને કર્યો જુહાર અમીર અમારા તેડે ત્યાંય બેઠા રંગ મેડીની માંય, માટે ચાલો અમારી સાથ, એમ કહીને જોડયા હાથ સભા કરી બેઠા જ્યાંય, રાજકુંવર જઇ પહોંચ્યો ત્યાંય; રાજ રીતથી કર્યા જુહાર અમીર રીઝયો અપરમપાર, મુખ શોભે જાણે ઉગ્યો સૂર, એવું રાજકુંવરનું નુર. ઘણી શોભા ને રૂપ વિશાળ, જોઇને ઉપન્યું વહાલ; પાસે બેસાડી દીધું માન, મુકયાં આગળ ફોફળપાન, ક્યાંથી આવ્યા ને કયાં રહો, કામ કાજ અમ સરખું કહો, બાળપણામાં જોબન વેશ કેમ નીકળી આવ્યા પરદેશ, રાજકુંવર મુખે બોલ્યો બોલ જાણે ઝબકયા અમરતની તોલ; પુરવ દેશ વસીએ અમો પુછો છો તો સુણજો તમો, જાણો હામી કેરા તન, નથી માન પીતાને સજ્જન, છીએ આપ નીચી ધરતી સહી, એ વીના બીજું કોઇ નહી;

ઉમેદવાર ચાકરીનો જાણુ. જ્યાં અનજળ ત્યાં રહેવું નીરવાણુ; જે ફરમાવે તે કરવું કામ, બત્રીસ લક્ષણુ મારૂં નામ. એવાં વચન અમીરે સુણી ખુશાલી વધી મનમાં ઘણી; મુજ પાસે તમે સુખે રહો મનગમતો મુસારો લહો, ખાઓ પીઓને મોજો કરો, શહેર બજારમાં સુખે ફરો, એમ કહીને રાખ્યો પાસ, પોંચી મનડા કેરી આશ.

દોહરો—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યો રાજકુમાર: ભોજન કરે મન ભાવતાં, જઇ બેસે દરબાર. ૧ હાસ્ય વીનોદને ચાતુરી કરે રાગ ને રંગ, ચતુરાઇ ચલાવે ચોગણી, જઈ અમીરને સંગ. ૨. શેતરંજ ગંજીફા સોગટાં રમે અમીરની પાસ, એક ઘડી વીલો મુકે નહી, તેને દીઠે મનકું હુલાસ. ૩ પાછલો દીવસ ઘડી એક રહે; તે વખત નીસરે બહાર બજારમાં ફરી કરી ઘેર આવે રાજકુમાર ૪ એમ કરતાં દીન વીત્યા બહુ; પછી કીધો મન વિચાર, આમ બેસી રહે સીધી નહીં, અમીરના ઘર મોઝાર; પછી એક સમે બોલ્યો સહી, અમીર પ્રત્યે તે વાત, સોદાગર એક મીત્રથી, પ્રીત ઘણી મુજ ભાત. બજે ઘડી જાવા તણી, મારા મનની હામ; હુકમ હોય જો તમ તણો, તો જાઉં તે મુકામ. ૭ અમીર કહે સુખે પરવરો એ વાતે મુજ મન, ઝાઝી વાર કરશો નહિ; એમ મુખે બોલ્યા વચન. ૮ વારૂ કહીને નિસર્યો ફરે તે નગર માંય; ચોપટ રમે છે ચતુર નર, જઇને તેને ત્યાંય ૯ માન દીધું સરવ મળી પુછે છે સમાચાર; ઘટે તેવો ઉત્તર કહ્યો, સહુ હરખ્યા અપરમપાર, ૧૦ ચાર ઘડી બેઠો મહી, જોયો સઘળો ખ્યાલ; જુહાર કીધો સરવને, ઉઠયો પોતે તતકાળ. ૧૧ ચતુર નર બોલ્યો સહી, આવજો નીત આ ઠામ; આ મુકામ છે તમતણો, એમ કહીને કરી સલામ. ૧૨ પાછો આવ્યો મુકામ જ્યાં, કરયાં ભાવતાં ભોજન; પછી અમીરને રીઝવ્યો, એટલે આથમ્યો દન. ૧૩ રજની વીતી

રંગમાં ઉદે થયો સવાર ત્રણ પોહોર કરી ચાકરી ગયો મીત્રને દ્વાર. ૧૪ ચોસરની બાજી રમે, ભલા ખેલાડી સાથ; લાગ્યા દાવ લાવે સહી, એવા એના હાથ. ૧૫

ચોપાઇ—ભલા ભલા નર આવે તહીં કોઇ તેને જીતી જાય નહિ, મુકાવે સહુના અહંકાર, એવો ખેલાડી અપરંમપાર ઘણા દિવસ રમત રમીયો સહી, સાબેત રમત કિધિ તહી, પછી વિચાર્યું મન મોઝાર હવે જાઉં ગુણકાને દ્વાર. તેના ઘરની ચરચા જોઉં મારા મનનો સંદેહ ખોઉં; કોણ પ્રકારે જીતે નાર, તેનો પુછી કાઢું પાર. ભેદ પ્રપંચ કરશું આજ, તો તો સરસે મારૂં કાજ, નહિ તો કામ થવાનું નથી. હીંમત મુકે બનવું નથી. એવું વિચારી મનની માંય, ગુણકાના ઘર આગળ જાય, નિકળી ઘરમાંથી એક નાર, ઘણી વૃદ્ધ છે અપરમપાર. જેસ્ટીકા કરમાં ઝાલી ખરી મદમાતી ચાલે સુંદરી; એક ચતુર નર ઉભો છે બહાર, તેને પુછી જોયું તે વાર, આ ઘણી વૃદ્ધ ડોશીની કાય, નથી ચાલતા એના પાય; સજન સહોદર છે કે નહી, એ વૃદ્ધપણે દુ:ખ પામે સહી, એવાં કુંવરનાં સુણી વચન હસીને બોલ્યા તે મન. આ લાખી ગુણુકાનો ધામ, એના ઘરમાં ઘણા છે દામ તે આ ડોસીને છે હાથ, એમને પુછી કરે છે વાત; સહુ પુસાફરને લાવે અહીં રંડાને દયા ન આવે મન માંહી. તેવાં ફળ ભોગવે છે કાય, તમો શું ન જુઓ વારતા રાય, તમો જાતે મુસાફર સહી, આજ આવ્યો તે કાલ નહી, એમ કહિને હસ્યો તે ઠાર, મનમાં હરખ્યો રાજકુમાર. સલામ કરી ત્યાંથી નિકળ્યો, આગળ જઇ ડોશીને મળ્યો. જઇને ચરણે નમાવ્યું શીશ, દંડવત કર્યા દશ વિસ, પછે તળાંસવા માંડ્યા પાય, રૂદન કરે છે ગાઢે રાય. ડોશી અચરત થઇને રહી, મુખથી તેને વાણી કહી; કોણ છે રે ભાઇ તું તો જન, શા કારણે કરે રૂદન. સુરાપાન કર્યું છે કાય, તેથી

રૂદન કરૂં છું માત; મ્હારા ચરણ તળાંસે આજ, પુત્ર સરજ્યો તારા કાજ; કે કોણ જાતી ને શું નામ, ક્યાંથી આવ્યા આણે ઠામ; એવી વાત પોતે ચીત ધરી, ડોશી પ્રત્યે વાતજ કરી ડોશી સુણીને હરખ્યું મન, સાથે લઈને ચાલી તન, માથે તેણે ફેરવ્યો હાથ, સુખે રહો તન મારી સાથ. ખાન પાન કરાવ્યાં સહી, પછી તેણે વાણી કહી; અમો જાશું માતાજી આજ, પરાધીન ચાકરીને કાજ. પુત્ર જવા થયો તૈયાર, બોલી ડોશી તેણી વાર; પુત્ર વળી આવજો કાલ, એમ કહી વળાવ્યા બાળ, ત્યાંથી આવ્યો અમીરને ઘેર, તે વાતની કોઈ નવ જાણે પેર, અમીરનું કરે છે કામ, મિત્રો સાથે રમે તે ઠામ. વળી ડોશી પાસે બેસે જઈ, મધુર વાણી બોલે સહિ. માતાજી ફરમાવો કામ, હું છું પુત્ર તમારો જાણ, મુજને આસરો તમારો સહી, મારે માથે બીજું કોઈ નહી. ઘણું બોલે મધુર વચન, તેમ તેમ ડોશીનું હરખે મન, એક ઘડી જો મોડો જાય, ડોશી અન્ન પાણી નવ ખાય, દેખે ત્યારે સુખી થાય, એવી વશ કરી તે રાય; એક સમે ડોશીની પાસ, આગળ મુકી મહોર પચાસ, મહીનો અમીરે આપ્યો તેહ તમ પાસે લાવ્યો છું એહ, ખરચ પાણી જે જોઈએ સહી, તે માટે હું લાવ્યો અહીં, એમ કહીને આપી હાથ, ડોસી બોલી કુંવરની સાથ, કેટલા કાળ જીવિશું ઠામ, મારે દ્રવ્યનું શું છે કામ, મારી પાસે ઘણો છે દામ, જે જોઈએ તે લેજો આ ઠામ. કુંવર કહે માથે તમો જે જોઈએ તે લઈશું અમો, પુત્ર જે લઈ આવ્યો ધન માતા સાચવે કરી જતન, પુત્ર કહે માતાજી રાખો તમો, તમારે આશરે જીવું છું અમો, એવી વાણી મધુરી સુણી, તેમ તેમ ડોસી હરખે ઘણી, જોગીને વશમાં કેફજ જેમ, રાજાને વશ ડોસી તેમ, જેમ સરપને વશ કરે ગારૂડી; તેમ કુંવરે ડોશી વશ કરી, અંધ જેમ પામે લોચન, તેમ પુત્ર જોઈ

હરખે ડોશીનું મન ઘણા દિવસ એમ ગયા વહી, ત્યારે રાજકુમારે વાણી કહી, પુરૂષ શરીર કર્યું તે વાર, વીસ્તારી કહું આ ઠાર; શ્રોતા જન સાંભળજો સહી કરીએ એવી વાણી કહી.

દોહરો—એક સમે ત્યાં બેઉ જણુ, એકલાં વન મોઝાર; ત્યાં એક કુપ દીઠો સહી, તેમાં જળ તણો નહી પાર. આ જળ મધ્યે હું પડું, તું જોજે મારી માત; પાછા પગ અહિ નહિ ધરૂં, તું નિશ્ચે જાણજે વાત. ડોશી ઘણું મન કળકળી ભાઇ એ શું બોલ્યા બોલ; પુત્ર કહે કૌતુક કર્યો, ખરી વાત તું બોલ, ત્યારે ડોસી મન રીઝી ઘણું, આનંદ ફેલાગો અંગ; કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ, પુત્ર જે માગે સહી, તે આપું તને દામ; તું મરીશ ત્યારે હું મરીશ, શું સરશે એમાં કામ, પુત્ર કહે માતાજી સુણો તમો આપો ધન અપાર; એ વાતનો સંદેહ મુને, તે જાણજો આ વાર, તમ વિના ભાગનાર નહી, મારા મનની ભ્રાંત, ત્રીજું માણુસ સાથે નથી, બેઠા છીએ એકાંત, ડોસી કહે સુણુ દીકરા, શું સંદેહ તુજ મન; તે ભાગુ આણી ઘડી, વળી લો ઝાઝું ધન, એમ કહી વચન આપ્યું, સંદેહ ભાગું આ ઠામ; રાખી વાત કરો તમો, તે વાતે સાક્ષી શ્રીરામ. ત્યારે તે નર બોલિયો, સાંભળ મારી વાત; લાખી સરવેને જીતે, ભાગો મનની ભ્રાંત. ભલાભલા હારીઆ, કોઇએ ન જીતી તે નાર, કોઈ જીતી શકતું નથી, તે સંદેહ મને અપાર, કરોડોપતી કીંકર કર્યા. રાખે ઘણો એક તોર, કોણઇષ્ટની ઉપાસના. કોણ તરૂણી શીર જોર. નથી દ્રવ્ય મારી કને, મને નથી રમવાનું મન; સેહેજે વાત પુછું અમો, એમ બોલ્યો મુખથી વચન.

ચોપાઇ—ત્યારે ડોસી બોલી બોલ, સાંભળ દિકરા એવું તોલ; એ વાત વિસ્તારૂં અમો, કોઇ આગળ નવ કહેશો તમો કદાપી જશે ત્રીજે કાન, તે વાતે ઉતરશે માન; કહેશે ઘર માર્યું ઘર થઇ; એટલી એમ મુજને સહી, પુત્ર કહે પ્રતિજ્ઞા કરૂં, બ્રહ્મહત્યાદિક પાપજ ધરૂં; એવી

પ્રતિજ્ઞા કરી જ્યાં, ત્યારે બોલી ડોસી ત્યાં, લાખી પાસે કાંઈ વિદ્યા નથી, નથી ધન્ધ માથે સરવથી; પાસા છે વિનતાને હાથ ભરે છે મોટા સાથે બાથ, બીજો એક કરે છે ઉપાય, તેથી નર સહુ હારી જાય; એક બિલાડી પાળે છે નાર, તેને કેળવી અપરમપાર; દિપક તેને માથે ધરે, પછિ રમત તે જારી કરે; નવ હાલે નવ ચાલે મંઝાર, ડરી ડામ બેસે છે ડાર, એ ઉંદર પાળે છે જાણ, ઘણા કેળવ્યા છે નિરવાણ, બિલાડી પાસે બેસે સહી, મુખ આગળ પણ ખાએ નહિ, ઉંદર બિલાડીનો ત્યાં મેળ, ગુણકા નરશું માંડે ખેલ, મન ગમતા દાવ જોઇએ જેહ, બિલાડી સામું જાવે તેહ. ગરદન ફેરવે તેણી વાર, દિપક ઝાંખો પડે તે ડાર; ઊંદર પાસા ફેરવે સહિ, તે પ્રકારે જીતે તહી. બીજી વિદ્યા કાંઇ પાસે નથી, સુત કથી માનો સરવથી, રાજકુંવર ત્યારે રીજ્યો મન, માતાજીએ કહ્યું સત વચન. સંદેહ મન તણો ભાગ્યો સહી, ડોસીને પગે લાગ્યો તહી ગયો ઘેર પોતાને તત્કાળ, ડોશીને ઘણું ઉપજ્યું વહાલ. આપી ઝવેર હિરાની માળ, ત્યાં તો કુંવર થયો નીહાલ; કરે ચતુરાઇ તણો વિચાર, લીધું દ્રવ્ય ને નીકળ્યા બહાર ભરી બજારે થઇને જાય, હિંડો વાઘરી ઉભો ત્યાંય, એક નોળીયાનું બચ્ચું સાર, વેચવા ઉભો ભરે બજાર. એથી જીતવાનો તે નાર, એવો મનમાં કર્યો વિચાર. માટે લઉં તેને હું અહીં. આપી મુલને લીધો સહી. બાંધ્યા મધ્યે ઘાલ્યો તેણીવાર. તેને કેળવ્યો અપરમપાર.

દોહરો—સોગટી મારે હાથની, કે ચડપ નીકળે બહાર; મુશક એકને પકડે સહી, સાન કરંતાં વાર. ૧ દેગડી મારે હાથની, ત્યારે જઇ કરે શિકાર, એ રીતે તેને કેળવ્યો, દિન થયા દશ બાર ૨. પછી સલામ જઇને કરી, અમીર કેરી પાસ, જમવાને મુજ તેડિઓ માટે રાજા આપો રજાય. ૩ મિત્ર અમારો એક છે, તે તણું છે કામ; બીજો સવાલ મુજ તણો તે કઈ કું મુખ વચન. ૪ લગ્ને જવું છે બાહરે,

એવી ચિંતા મુકને થાય; કીરપા મુજ ઉપર કરો સો લાખે મુંબાઓ જવાબ. ૫ એવાં વચન અમીરે સુણી, આપ્યાં વસ્ત્ર અપાર; આભુ-ષણ ઘણાં શોભતાં, કહેતાં ન આવે પાર. ૬ અમુલ્ય શિરપેચ આ-પીયો, જેને જરીના તાર; શાલજોડા સવાલાખનો, રતન જડી૧ એક હાર. ૭ પગના તોડા સોના તણા, કોટમાં મોતિના હાર; કડાં સાંકળાં કંઠીઓ, પહેર્યા એવા શણગાર. ૮ પ્રતીબીંબ બીજું પ્રગટીયું, જાણે જળ-હળ જોત; જાણે કામદેવ પ્રગટ થયો, અને શોભે ઉદ્યોત. ૯ અમીર જોઇને રીઝીઓ, આપ્યો એક તોખાર; અશ્વ બેસીને પરવર્યો મિત્ર તણા દરબાર ૧૦ વચન અમીરનાં સુણીને, કુંવરે કર્યો જુહાર; અશ્વ બેસીને પરવર્યો, તે ગયો ગુણકાને દ્વાર. ૧૨

ચોપાઇ—સમી સાંજે ઉતર્યો તે ઠાર, ગયો લાખીના મહોલ મોઝાર; જાણે ઉગ્યો જેવો સુર, એવું નીરખ્યું તેનું નુર દરવાન પણ બોલી નવ શકયો, પોતે ચાલ્યો ઘરમાં ધસ્યો, જઇ મેડીએ ચડયો સહી, વીનતા બેઠી દીઠી તહીં. વીનતા ઝાંખી જોતામાં થઇ, શુધબુધ તેની નવ રહી; દીઠું કામણગારૂં મુખ. ગુણકા જોતાં પામી સુખ, જાણે ઇંદ્ર તણો અવતાર, ઘણું રૂપને શોભા સાર; નથી માનવી સાથે કોઇ કામસ્વરૂપ દીસે છે જોઇ. આપી આસન ઉભી નાર; હસી બોલી વચન તે ઠાર; કોણ દેશ તણા છો ભુપ રાજ તેજ રઢીયાળું રૂપ, કેમ આવ્યા તમો માહરે ધામ, શું ધાર્યું છે મનમાં કામ હુકમ તમારો માથે લીજીએ, જે કહો તે હાજર કીજીએ; ત્યારે કુંવર બોલ્યો વાણ સાંભળ વીનતા ચતુર સુજાણ, અમો મુસાફર આવ્યા આ ગામ, અ-મીરના ઘરમાં કર્યો મુકામ ખુબી તમારી સુણી અપાર, ઘણી સુઘડ છે આપી નાર, રમત રમી જાણો છો સહુ, જે જાણ તે કારે સહુ-સુણી વાળો હાલ્યું ચીત, રમવાને આવું માનીત, પરદેશી મુસાફર

આવ્યા ઘેર, કરી સજાઇ રૂડી પેર; એવાં મધુરાં સુણી વચન, ખાન-પાન મુક્યાં તે દન; ભક્ષ ભોજન કરાવ્યું સાર, પછી બોલી મુખથી તે નાર, મેતો નિયમ લીધો એક જાણ, તે વાતનું કહું મંડાણ, રમવાનો રાખે અભિલાખ, તે જન લાવે રૂપિયા લાખ. પ્રથમ તો નર ઢગલો કરે પછે મેડી ઉપર ચડે હારૂં તો દાસી થઇ રહું, જીતું તો લાખ રૂપિયા લેઉં; એવો નિયમ છે માહરો સહી તમો કહોતો રમીએ અહિં, વચન મારૂં મિથ્યા નહિ થાય તે વાતે ધરે મહિમાય જીત્યાનો વાજે છે ઢોલ, એવો બોલી ગુણકા બોલ; લાખરૂપીઆ આગળ ધરે, તે નર રમત જારી કરે.

**દોહરા**—એવાં વચન વિનતાનાં સુણી, બોલ્યો રાજકુમાર, અહંકાર રાખે અતિ ઘણો, તને કોણ વરશે આ ઠાર, ઘણા સાથે જીતી સહી, તોય ન સરીયું કાજ, પરમેશ્વરના પ્રતાપથી, જીતું તુજને આજ, ઘણા નર તેં જીતિયા કઠણ છે આજનું કામ; ચતુરાઇ કરજે ચો-ગણી, જેમ પોંચે મન હામ, મુદ્રિકા કરણતણી સવાલાખનું મહિ નંગ, વિનતાની આગળ ધરી આનંદ આણી અંગ જોઇ વિંટી અમુલ્યની, હરખી મનમાં તે ઠાર, માંડી બાજી તેણે સમે, રાજકુંવર ને નાર. પાસે બિલાડી માથે દીપક ધર્યો, ત્યારે ચમકયો પોતે મન નીશાની સાચી મળી, ડોસીનાં સત્ય વચન; મુષક દિઠો ત્યાં સહી થયો તદા અજાણ રમત તે જારી કરી લીધા પાસા હાથ, જાણી જોઇને હારીઓ લે છે અબળા લાજ, હઠ કરી રહી પોતા તણી, જીતી ત્યાં ગુણકાજ. ૮ પોબારામાં આવી રહી બાજી ત્યાં તેણીવાર, આવે પોબાર વિનતા તણા હારે રાજકુમાર. ૯ એવું મન વિચારીયું બિલાડી સામું તે ઠામ; ત્યારે મરતક તેણે ફેરવ્યું, વિનતાની પોંચે હામ. ૧૦ દીપક જોતામાં ઝાંખો થયો નાંખ્યા પાસા તે નાર. ઉંદરે પાસા ફેરવ્યા પો-બાર કર્યાં તે વાર. ૧૧ જીત્યાનો જશ નાખીઓ, હાર્યા તમે ચતુર-સુજાણ [illegible] ઓમ બોલી વીનતા વાણ. ૧૨

ચોપાઈ—એવાં વિનતાનાં સુણી વચન, બીજી રમત માંડી રાજન; હારજીતમાં મુકયો હાર, રમવા લાગ્યાં નરને નાર. ધીર થઇ બેઠા તે ઠામ નાંખે પાસા મુખ લેઇ નામ; બત્રીસ લક્ષણુ જે નર કહેવાય, કોઇનો ગાંજયો તે નવ જાય, ભલા નર મુકે છે માન કોણુ માત્ર એ વિનતા નામ; એક હાથ ખાલી નવ જાય, જેવા માગે તેવા પડે દાવ. ઘણી ચતુરાઇ વિનતા કરે પણ એકે વાતે અરથ ન સરે; વિનતા પામવા લાગી હાર દિપક સામું જોયું તે ઠાર. કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજારીએ શીર ફેરવ્યું તેટલે; ઝડપ ઊંદર નીસર્યો મહી, પાસો અવળો કીધો લઇ. કુંવરે સોગટી મારી તેણે વાર, તરત નીકળ્યો નોળીઓ બહાર; ઊંદર તણી પકડી કોટ, નાઠી બિલાડી મેલી દોટ, સાતમે ઘેર જઇને ઠરી રમત ભંગ તે વેળા કરી રાજકુંવરને ચડી છે રીસ, ક્રોધ કરી બોલ્યો તે દીસ તારી આવી અકલમાં ઉડી વાટ, કંચન તણા તેં મુકયા પાટ નારી બુદ્ધિ પગની પાનીએ વસી રાંડ જાતને અકલ કશી. ઘરમાં દીવી સરખી નથી, બીલાડી શિર દીપક સરવથી મુકો ઝવેર હીરા કે લાલ, થાય અજવાળું ઝાકઝમાળ, નીકર આવો મારી પાસ, આજ કરવાનો તુજને દાસ; જાણી જોઇને હાર્યો તુજ સાથ, હવે તો ઘસવા પડશે હાથ. એમ કહી કહાડયો એક મણી, જાણે શોભા પ્રતીબીંબ તણી; ભાગ્યું વીનતા કેરૂં જોર, પડી ખસીઆણી તેને ઠોર; હઇડે દુ:ખને મહોડે હસી, એ વાતમાં ચીંતા કશી. હમણાં હોડ હારીને જશો. જશે માલને દુખીયા થશો આગળ કાંઇક હારી ગયા તે નર તો ઠેકાણે થયા; જેવી ગતી તમારી સહી, શો ઉદ્યમ કરવો અહીં; મેં ભલા ભલા દીઠા રાજન, તે બહુ હારી ગયા મહાજન; કોઇની ગાંજી હું નવ ગઇ. અથાગ નર આવ્યા તા અહીં; તમે ભાગો મારો અહંકાર સીતેર લાખ જીત્યા આ ઠાર, માટે આજ રમવાને કોડ માંડી આજ તમશું હોડ; સીતેર લાખ જીતું તો લઉં હારૂં

તો ઇસક્રામત હઉં, એમ કહીને બાજી ધરી, રમત હતી તે જારી ફરી; ઘણી ચતુરાઇ કરે તે નાર, જીત્યા બાજી રાજકુમાર; ઉતરી ગયું વિનતાનું મુખ, ઘણું તે મનમાં પામી દુઃખ; ચંદ્ર વાદળમાં પેસે જેમ વિનતાનું વદન થયું છે તેમ, નીચું જોઇને વિનતા રહી, ત્યારે કુંવરે વાણી કહી; વળી કાંઇ હોય મનમાં કોડ, તો તો પાડો બીજી હોડ. હાર્યો જુગારી બમણું રમે, લાખી મુખ બોલી તે સમે; ધન માલ મુજ પાસે નથી. એક વાતે રમું સરતથી: અમીર ઉમરાવ રાજા તન, ગુલામ કરી રાખ્યા બોવન; તેની હોડ મારૂં અમો, જીતો તો લઇ જાઓ તમો રાજકુંવર હરખ્યા તે ઠાર, માંડી બાજી નવ લાગી વાર, પરમારથનું કરતું પુન્ય, છોડાવું રાજકુંવરના તન; પ્રભુ લાજ રાખજો મહારી, એમ કહીને રમત જારી કરી, તે બાજી જીત્યો રાજન વળી તે બોલ્યો મુખથી વચન; બીજું હોય તો ફરમાવો કાજ, લેશ માત્ર ન રાખશો લાજ, નીચું જોઇ વિનતા રહી ગદ ગદ કંઠે વાણી કહી; સર્વે વસ્તુ હારી આ ઠામ, નથી કાંઈ મિલકતનું નામ; અજમાયશ તુજ આગળ કરૂં, મહારી કાયા હું હોડમાં ધરૂં જો જીતું તો સર્વે લઉં હારૂં તો દાસી થઇ રહું; તે પણ કબુલ કર્યું સાર, માંડી બાજી નવ લાગી વાર; રાજકુવર ભાગ્યશાળી સહી, તે પણ બાજી જીત્યો તહી.

દોહરો—વાજાં વગડાવ્યાં જીતનાં, હારી ગુણુક નાર; વાત ચાલી તે પુર વીષે, ગલી કુંચી ને બજાર. વિનતા કર જોડી રહી, બોલી મુખથી વાણ; હું તો દાસી તમ તણી, જે કહો તે કરૂં પ્રમાણ. ૨ હું હારી જીત્યા તમો, આ હવોમે ગયો ભંડાર; સહુ મીલ-કત આગળ ધરી, તે વેળા તે ઠાર. ૩ કોણ નગર છે તમ તણું, કોણ તમારો તાત; રૂપે રતી સરીખડા, વળી કોણ તમારી માત. ૪ [illegible] લાવણ્ય રૂપ તમો, ધર્યું માનવરૂપ; [illegible] લાગવા માહરા, પધાર્યા [illegible]

સ્વરૂપ. ૫ પણ સંદેહ ભાગો મન તણો કહું તમારી દાસ; પતિવ્રતા હું પદમણી, સેવા કરૂં રહી પાસ. ૬ ક્રોધ નરનો કર આડયો નથી, એ વાતે સુરજ સાખ; કહો તો દેખાડું પારખું, એમ બોલી વીનતા લાખ. ૭ મેં ધાર્યું હતું મન વિશે, મુને જડતે તે ભરથાર; તે ઇચ્છા માહરી પુરણ થઇ, મુજ ભાગ્ય તણો નહિ પાર. ૮ ઇશ્વર આણ આ વાતમાં, જુઠું બોલું આ દિશ; કોટી બ્રહ્મહત્યા મુને પૃથ્વી પાપ મુજ શીષ સાચી વાત તમે કહો, પુરો મનના કોડ; લ્હાવો લાખેણો લીજીએ, આપણ જુગતે જોડ. ૧૦ રાખી વાત જો તમે કરો, મુજ હત્યા તમ શીશ; આશા ભંગ મ્હારી થશે, દુભાશે જુગદિશ. ૧૧

ચોપાઇ—એવાં વચન વિનતાનાં સુણી. રાજકુંવરે વાણી ભણી મારી વીતકની કહું હું વાત, સાંભળજે તું ચીત સંગાથ, જે પોતાને પડીયું દુઃખ તે સર્વે માંડી કહ્યું મુખ; ત્યારે વિનતા વિમાસે મન, ઘાણું દુઃખ કરી તે બહન. ત્યારે રાજકુંવરે કહ્યું નાર, મારા મનના કહું વિચાર; એક મોટી મનમાં આશ જવું બકાવળીની પાસ ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ; બકાવળી નામે પરી છે સાર, તેની શોભાનો નહિ પાર. તેની વાડીમાં ફુલ છે સહી, તેની શોભાનો પારજ નહિ; તે પૃથ્વીમાં ફુલ છે એક, ઘણી શોભા તેની છેક. સહસ્ર પરી તેની રક્ષા કરે રાત દિવસ તેની પાછળ ફરે; લક્ષ રાક્ષસ વળી છે રખવાળ, જે વિકરાળ સરખા લાલ. ફરતો કોટ છે તેને સહી. તે મધ્યે વાડી છે સહી. એક ઝાડને એકજ ફુલ, શોભા તેની દીપક અતુલ. પૃથ્વીમાં ચોકી નાગ પ્રમાણ, ઉપર જક્ષણી શીર જાણ; ગગને ચેંકી પરી તણી; તેની શોભા કહું ઘણી. ચંદ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબકાવળી પામે છે સુખ, વિકટ વાટ તે સરવથી કોઇથી ત્યાં જવાતું નથી. ઘણાં વિઘ્ન રસ્તામાં થાય, કઇ પેરે ત્યાં જશો

રાય: કોણુ માત્ર માનવીની કાય, દેવ મ નવથી નવ જવાય. માટે તમ્મે જવાનું નામ, માહારા મનની પુરો હામ;એવાં વચન ત્રીનતાનાં સુણી રાજકુંવરે વાણી ભણી. જીવ મએ નવ મુકું નામ, છે જવાની મુજને હામ; એવાં વચન વીનતાનાં સુણી, લાચાર થઇને વાણી ભણી જાઓ કહેતાં જીભ કપાય, માટે સીધ કરી આવો રાય. આવશો ત્યારે સુખસહેલ તમે ચાલશો ત્યાં રંગની રેલ; આવશો ત્યારે નિકળીશું બહાર, તે જાણુજો તમે નિરધાર; જપમાળા મેં કરમાં ધરી, સરવે સુખ તજ્યું સુંદરી; પરપુરૂષ ભાઇને બાપ. નિશ્ચે માનજો આપો આપ. તમ કારણુ લઇ બેઠી જોગ, મુકયા ભાવતા સઘળા ભોગ. મ· રવા ઉપર રીઝયાં અમો, ઉતાવળ કરોની તમો બાર વરસ તમ જોશું વાટ, પછી કરીશું દેહની ઘાત. અવર પુરૂષ કરવાની નથી. સત કરી માનજો સરવથી. એમ કહીને નમાવ્યું શીશ, રાજકુંવર ઉઠયો તે દિશ; જોઈ શુકનને પંથે જાય, નગર થકી નિસર્યો બહાર. લીધું પછી જોગીનું રૂપ, પ્રતિબિંબનું પ્રગટયું નુર; ભસ્મ લેપન કર્યું છે કાય, વ- જર કછોટો વાળ્યો રાય; શેલી શીંગી ગળામાં સહી, જેસ્ટીકા તુંબડી કરમાં ગ્રહી મનમાં બીતો નથી લગાર; જંગલમાં ચાલ્યો રાજકુમાર મહા અરણ્યમાં તે ચાલ્યો જાય, રાત પડે ત્યાં મુકામજ થાય. માણુસ નામે જંગલમાં નહી ઝાડને આશરે બેસે જઈ દુખેસુખે વિતે છે રાત વળી પંથ ચાલે પ્રભાત સાત માસ ગયા એમ જાણુ જંગલ એક આવ્યું નિરવાણુ ઘણા ભેદે અનેક જાત, ત્યાં મુકી નવ શકે કોઇ પાગ. કંથર કાંસકી ને ગોખરૂ સહી તે ઉપરથી ચાલવું તહી; બીજી વનસ્પતી ભાર અઢાર ઘટાઘુમ થઇ ત્યાં સાર કયાં ઉગ્યો કયાં આથમ્યો સહી. એવું વન ભયાનક તહીં; અંધકાર નવ સુજે ભાણુ, પશુ પંખી બહુ મળીયાં જાણુ; શબ્દ શારદુલ શીયાળના થાય તે દે·

ખતામાં કંપે કાય. ઘણા શબ્દ મોટા વિકરાળ, નાગના શબ્દ નિસરે બહાર; ફળ જળ તણું નહી નામ, કંઠે શોષ પડ્યો તે ઠામ; ઘણી છે કોમળ તેની કાય, ગોખરૂ કાંટા પેસે પાય. મૃત્યુકાળ જંગલનું નામ કોઇ ચાલી શકે નહિ હામ; દેવ દાનવથી નવ જવાય, કોણ આશરો માનવી કાય; દશ જોજનનું જંગલ જાણુ, જે જાયે તે છોડે પ્રાણુ. તે મધ્યે ચાલ્યો છે વીર, ઘણું દુઃખ પામ્યો તે શરીર; હીંમત પોતે મુકતો નથી, મહા દુખે ચાલ્યો સરવથી. વળી તે મનમાં કરે વિચાર ચતુરાઇ કરી મેં જીતી નાર. એતો પરમેશ્વરનો ખ્યાલ, પડે પાર કે આણે કાળ; લખીત વાત થશે તેહ એમ કહી ચાલે છે એહ.

દોહરો—શરીર સઘળું જડાઇ ગયું, નીકળે રૂધિર નિરધાર; લાખ વિંછુની વેદના, ભોગવે છે તેને ઠાર. ૧ પગ તળીયાં તરવાઇ ગયાં, છેદ પડ્યા આ ઠાર; પગ ધરતીપર નવ ધરે, દુઃખ તણો નહિ પાર. ૨ ભુખ તરસ પીડે ઘણી, વળી કાંટા ભાગે પાય; હીંમત મન નથી મુકતો, ચાલ્યો જંગલમાં જાય. ૩ વાઘ વરૂ ગાજે ઘણા, ડરતો નથી રાય; લખ્યું હશે મારા કરમમાં, જે થવાનું હશે તે થાય. ૪ એ એથી ડરવું કશું, વિચારીયું પોતે મન; દુખે પાય ચાલે નહિ, શું કહું મુખે વચન; સાત દીવસ એમ વહી ગયા, તે જંગલ મોઝાર. દશ જોજનનું વન સહી, તે મુકીને નિસર્યા બહાર. ૬ સુરજ તણું દરશન થયું, ત્યારે હરખ્યા રાજા મન; પહાડ એક નજરે આવીયો, જોતામાં ગયો છે ગગન. ૭ જ્યાં પહાડ ત્યાં જળ સહી એમાં શો વિચાર દુખે સુખે જાઉં ત્યાં ત્યારે થાશે અમરીત અહાર. ૮ એમ વીમાસી ચાલીયો, જળ વીના જીવડો જાય; પહાડ સમીપે આવીયો, ત્યાં કાંઇ અચરત થાય. ૯ જુએ તો તે પહાડ નથી, એક રાક્ષસ વિકરાળ; લાંબા ચોડાની ગણતી નથી, બેઠો ગગને વિશાળ. ૧૦ જડ રૂપમાં

ત્યાં થઇ ગયો, ચેતન ટળ્યું શરીર; વિક્રાળ વદન બિહામણું કઇ તણે રાખ્યું થિર. ૧૧ અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર; એમ વિચારી મન વિષે નમીને કર્યો જુહાર. ૧૨

ચોપાઇ—નમી કરીને લાગ્યો પાય, ત્યારે રાક્ષસ બોલ્યો કાય; ક્યાંથી આવ્યો આણે ઠામ, નવ આવે માનવનું નામ, દેવ દાનવથી નવ અવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય; મારે કીસ્મતે તે આવ્યો અહીં, એ વાતમાં સંદેહ નહી નીત પશુનો કરીએ અહાર, ઘણાં વરસ થયાં છે ઠાર, માનવી ખાવાની ઇચ્છા થઇ, તેતો આજ સંપૂર્ણ થઈ, માટે આજ જીવનું સાર્થક થયું, તારી કાયાનો સ્વાદજ લઉં; એવાં રાક્ષસનાં સુણી વચન, રાજકુંવર બોલ્યો તે દન, એ વાતે ઘણું હરખ્યું મન, સુખે ખાઓને મારૂં તન; ઘણો ખુશી થયો હું આજ સાધ કરો તમારૂં કાજ, એક પલક તે વરસજ થાય, નથી દુઃખ વેઠાતું કાય, જો તું મહારી કાયા ખાય તો જીવ નીકળી સ્વર્ગે જાય, પરદુઃખ ભંજન મહારા તમો, વહેલા થાઓ દુઃખ પામું અમો; એવાં રાજકુંવરનાં સુણી વચન, તવ રાક્ષસનું હરખ્યું મન. ઘણી કાન્તી ને રૂપ વિશાળ, વાણી સુણુતામાં ઉપજ્યું વહાલ, મધુર વચનથી વાણી કહી, આવ તુને નહિ ખાઉં અહીં, મરવું તો કોઇને નહિ ગમે, શા માટે મોત માગે આ સમે બાળપણુમાં જોબન થાય, કેમ આવ્યા જંગલની માંય; પરમેશ્વર વચમાં દરમીયાન, નહિ ખાઉં એ તું નિશ્ચે માન. એમ સુણ ખાધા તે ઠાર, આવ પાસે કરીશ ઉપકાર; પાંચ દિવસ પરોણા રહો. દુઃખ હોય તે મુજને કહો; આપું બાધ તમારે સાર શો છે તમારે નિત આહાર, તે આણીને હાજર કરૂં, વચન તમારૂં મસ્તક ધરૂં, રાજકુંવર કહે સાંભળો તાત, કહું મારા ખાવાની વાત; ઘઉં ઘી તણો કરીએ આહાર, વળી દૂધ સાકર નિર્વાહ, તે તમો

અમો કરીએ આહાર, તે કયાંથી આ જંગલ મોઝાર.

દોહરો—એવાં વચન રાક્ષસનાં સુણી, હરખ્યો અપરમપાર આહં ઘડીમાં લાવું સહી, તું બેસી રહે આ ઠાર એમ કહીને પરવર્યો ક્ષણું નવ લાગી વાર; પોઠ જાતીતી વણઝારા તણી જઇ પડયો તે મોઝાર રાક્ષસે માયા કરી, તે સરવે સમેટી લીધ, પાછો ફરીને આવીયો, કાજ કરી તે સીધ. અન્ન વસ્રના ઢગલા કર્યા ઘી સાકર બહુ ખાંડ, કરી આણું વીવીધ પ્રકારનું ત્રાંબા પીતળનાં ભાંડ. ૪ રાજકુંવર વીસ્મય થયો, જે જોઇએ ત ત્યાંય ઉછુપ નહી કશી વાતની વિસ્મય થયો મન માંય. ૬ ખાનપાન ગમતું કરે તું મારો મીજમાન; ચીંતા મનની પરહરો, તને આપીશ જીવતદાન. ૬ ભક્ષ ભોજન વીધ વીધનાં કર્યા કર્યા બત્રીસે પાક; ભાત ભાતની સુખડી, કીધાં સુંદર શાક. ૭ રાજકુંવર ત્યાં બોલીયો, તું પીતા હું તન, એક અરજ છે માહારી બોલું મુખ વચન. ૮ ત્યારે રાક્ષસ કહે તમો, નવ ડરશો મન લગાર; ઇચ્છા તારા મન વિષે, તે કહો મુજને આ ઠાર ૯ ત્યારે રાજકુંવરે કહી જે જમીએ બેસીને સાથ: એવી ઉમેદ છે મુજને કહું છું જોડી બે હાથ ૧૦ બીજી વીનતી તમ દાસની, અજગ તમારી કાય બીક ઘણી લાગે મુને તે મુખમાં કેમ ખવાય ૧૧ એવાં વચન મુખે કહ્યાં ત્યારે હરખ્યો રાક્ષસ મન; હસી કરીને બોલીયો, તું સાંભળ પંથી જન. ૧૨ માયાનો પારજ નથી, કારણ માનવ થાઉં; આ જાત માહારી તણું તુજ પાસે બેસી ખાઉં. ૧૩ એમ કહી થયો માનવી ક્ષણું નવ લાગી વાર, જાણે બીજો રાજવી, થઇ શોભા અપરમપાર. ૧૪.

ચોપાઇ—રાક્ષસે માયા પોતાની કરી, પહાડ જેવી કાયા પરહરી; થયો માનવી દેવ સ્વરૂપ, અચરજ પામ્યો પોતે ભુપ. ત્યારે હસી બોલ્યો રાજન, હવે તો હરખ્યું મહારૂં મન; એમ કહીને પીરસી

થાળ, જમવા તે બેઠા તતકાળ. ૨ અમરત વસ્તુ આગળ ધરી, આરોગ્યા પછે પેટજ ભરી, સાત વાનાની મુખડી સાર, વારા ફરતી કરે છે આહાર ઘણું સુધડ ખાય છે પાન બેઠા બેઉ જણ ધરીને માન. ૪ વાત ચીત કરી બે ઘડી. એમ કરતાં તહાં રાતજ પડી, નરમે થઇને સુતા તહી, એમ ચાર પહોર રજની ગઇ. ૫ પ્રાતઃકાળે ઉઠયા બેઉ જણ, કીધાં બંનોએ દંતધાવન; વળી બત્રીસી રસોઇ કરી. જમીયા બન્યો પેટજ ભરી. ૬ બમણી લેજત પડી બીજે દન, તેમ તેમ રાક્ષસ રીઝે મન; કો દીન મોદિક કો દિન કંસાર, કો દીન શીરો પુરી આહાર· કો દીન વેડમીને સુખડી, રાક્ષસ તણી ભાગી ભુખડી. ૭ સાત દિવસ થયા તે ઠાર રાક્ષસ રીઝયો અપરંપાર. સ્વાદ ઇંદ્રીયે તે વશ થયો. મુખ થકી તે એમ બોલીઓ. કાળા માથાનો માનવી સહી તેને કોઇ જીતી જાએ નહી. મુઠી જેટલાં તેનાં હાડ, ઢાળી પાડે મોટો પહાડ; બુદ્ધિ એવી બીજામાં નથી નીશ્ચે માનજો સરવથી, માટે ત્યાં જવાનો સાર, નવ જવાય તો ધીક અવતાર, તમો નામ ઠામ બતાવો ભાળ તો લેઇને આવું તત્કાળ; કેદી લોકો હતા જેટલા, મુકી મેં દીધા તેટલા. અમીર ઉમરાવના જે કુમાર, તે સરવેને કાઢયા બહાર; વસ્ત્ર આભુષણ આપી સાર વીદાય કર્યાં તેને તે વાર. હસતાં કર્યાં સરવનાં મુખ ઘણું દોહલાં ટાળ્યાં દુઃખ વળી આશીષ દીધી છે સાક્ષાત, તે ઉપર એક કહું દ્રષ્ટાંત.

દોહરો—બ્રાહ્મણ એક જાતે સહી, તેને પીડા અપરંપાર અન્ન ન મળે પુરૂં પેટને; પુત્ર પુત્રી પરિવાર. ૧ ઉપવીત દેવું પુત્રને વળી દેવું કન્યાદાન; ઝુરે બેસી મન વીશે; કેમ થાશે ભગવાન ૨ દ્રવ્ય મારી પાસે નહી, કેમ રહેશે મુજ લાજ; પરદેશમાં જાવું સહી; જાવું જઇને રાજ. ૩ બેસી રહે સિદ્ધિ નથી; નિશ્ચે કરું મન માંય;

વીનતા પ્રત્યે વાણી કહી. અમો જાશું પરદેશ મહી. ૪ દ્રવ્ય લઇને આવશું વીનતા આણે ઠામ; કન્યાકાળ જાયે કુંવરી તણો. વળતી કેમ થાશે કામ.૫ શાસ્ત્ર વચન કેમ લોપીએ એસે મુજ શોર ગાળ, હું જાચું કોઇ રાયને, લાવું અતીશે માલ. ૬ એવાં વચન વીપ્રનાં સુણી નારીએ આજ્ઞા દીધ. શુભ મહુરત જોઇ નીસર્યા કામ કરવાને સીદ્ધ ૭ દેશ તજીને નીસર્યો હું જાઉં ગ્રહસ્થની પાસ આશીર્વાદ જઇને કરૂં પુરે મનની આશ. ૮

ચોપાઇ—એમ વીચારી ચાલ્યા વહી, પ્રભુ આશ મારી પુરે સહી, દીવસે ચાલે રાતે મુકામજ થાય એમ કરતો કરતો ચાલ્યો જાય, ચાલીશ જોજન ગયા રૂશી જન, ત્યાં દીઠું એક મોટું વન, વનસ્પતી ત્યાં ભાર અઢાર નમી રહી તેની ભરડાળ. એક મારગ બીજી વાટ ઘણો મનમાં થાય ઉચાટ શોર થાય વરૂને વાઘ, ઘણો સાદ કરે તે જાગ. નવ રહી બ્રાહ્મણ કેરી ધીર હિમત રાખી ચાલ્યો વિર ભવિષ્યમાં જે બનશે સહી, એમ વીચારી ચાલ્યો વહી અડધે જંગલ ગયો જેટલે એક કૌતક દીઠું તેટલે, વજ્ર પાંજરૂ લોહાનું દ્વાર તે પાસે વાઘ દીઠો સાર બાર હાથ દીસે વિકાળ તે દીઠો જાણે ખાશે તત્કાળ પુંછ પછાડે તેમાં રહ્યો બ્રાહ્મણ આવી પહોંચ્યો તડી, ગભડીને ઉભો થાય, આગળ નવ ચાલે તેના પાય, પાછું ડગલું ભરાતું નથી મન વીચાર કરે છે કથી. નીશ્ચે વાઘ ખાવાનો મુજ કાય, મનના મનોરથ રહ્યા મન માંય, હમણાં નીકળી મુકે દોટ, ઝડપ ઝાલશે મારી કોટ નવ ચાલે નવ હાલે પાય, આકુળવ્યાકુળ મનમાં થાય, તે શારદુલને વાચા થઇ, મુખ થકી તેણે વાણી કહી, અરે ભાઇ તુ પંથી જન આવ્ય તને નવ કરૂં વીઘન. એ વાતે સાક્ષી શ્રી રામ, સતકરી માનો આ ઠામ. જીવતદાન આપો મુજને આજ હું તો સારીશ

તારાં કાજ, બ્રાહ્મણને આવ્યો વિશ્વાસ, ગયો તે પીંજરની પાસ કર જોડીને ઉભો રહ્યો, ત્યારે શારદુલે બોલજ કહ્યો: ઉઘાડ દ્વાર હું નિસરૂં બહાર કરીશ તુજને ઘણો ઉપકાર; વીપ્ર કહે એ અચરત વાત, કોણે પીંજરમાં ઘાલ્યો ભ્રાત; વિસ્તારીને કહોજી તમો, ત્યારે ઉઘાડીશું અમો.

દોહરો—તે વારે શારદુલ બોલીયો, સાંભળ પંથી જન; મેં તો મારગ પાડીયો, સંતોખ્યું મુજ મન. ૧ પશુપંખી કે માનવી સઉનો કરતો આહાર; કોઇ માનવી માયાનો મળ્યો, તેથી પડયો આ ઠાર, ભક્ષ ભોજન એમાં ભરી, હું કરવા પેઠ: આહાર; દ્વાર બંધ તેણે કર્યું, કેદ કર્યો આ ઠાર. માન કરી તેણે મુને તે ગયો સવાયો શેર. વજર પીંજરમાં હું પડયો, એક નવ સુઝે પેર. ૪ ક્ષુધા તરસ પીડે ઘણી, ઝુરૂં બેઠો આ ઠામ; ભાઇ કહાડો મુજને હું જપું તમારે નામ. ૫ આંખેથી આંસુ પડે એમ કહીને કરે રૂદન; વિપ્રને દયા આવી ઘણી, પછી બોલ્યો મુખ વચન હું તો કહાડું છું તુજને પરમારથ પ્રમાણ; કદાપી ખાય તું મુજને, તે વાતે સાક્ષી આણ. ૭ સુરજ ચંદ્ર બે સાખીઆ, શ્રી રામચંદ્રની સાખ; બીજી પ્રતીજ્ઞા કીધી ઘણી સત સહસ્ત્ર અને લાખ. ૮ તે વારે બ્રાહ્મણ રીઝીઓ, માન્યું પોતાનું મન; દ્વાર બન્ને ઉઘાડીયાં; તે વેળા તે દન. ૯ નીકળ્યો વાઘ તેમાં થકી બોલ્યો મુખ વચન; ક્ષુધા પીડે છે મુજને, હું ખાઇશ તારૂં તન. ત્યારે બ્રાહ્મણ બોલીઓ સાંભળ પાપી વાણ, પરમેશ્વર વચનમાં ધર્યા, તેં સમ ખાધા છે જાણ. ૧૧ વચન તારૂં મિથ્યા કરે, ધીક ધીક તુજ અવતાર; બ્રાહ્મણ હત્યા ક્યાં છુટશે, સમજો મનમાં સાર.

ચોપાઇ—શારદુલ ત્યારે બોલ્યો મુખ, શાને પીંજર ધરેછે દુખ ગુણ પળવાડે અવગુણ સહી, એ વાતમાં સંદેહ નહિ; માટે તુજને

કચો આ ઠાર હવે તો ખાઉં તુજને નવ લગાડું વાર. ત્યારે બ્રાહ્મણ બોલી બોલીયો નહી માનું એ વાત; બીજાને પુછો જઇ પછી કરજો મ્હારી વાત. ૮ વણ ઇન્સાફે મારે મુને તો હત્યા બેસે તુજ શારદુલ કહે વળી વેઠશું દુઃખે ભુંડી ભુખ.

ચોપાઈ—પુછો કોઇ બીજાને જઇ, એમ કહીને ચાલ્યા તહી; સરોવર સુંદર દીઠું જ્યાં પેલા જઇને ઉભા ત્યાં મનના મનોરથ મનમાં રહ્યા દઇવને ન આવી કંઇ દયા જળવીંદ માતા છો તમો ભેદ ભાગો દુઃખીઆ છીએ અમો. ત્યારે સરોવરને વાચા થઇ મુખ થકી તેણે વાણી કહી શું દુઃખ છે ને શું છે કામ આવ્યા છો કેમ આણે ઠામ, ત્યારે બ્રાહ્મણ હરખીઓ મન સંક્ષેપે કહ્યું તે દન માટે ન્યાય ચુકાવો જાણ જેમ બચે બ્રાહ્મણના પ્રાણ એનો વાંક હોય તો શીક્ષા દો મુજને પાધરો જવા દો વાત કરી બે ઉભા તહિ પછે સરોવરે વાણી કહી.

દોહરો—સરોવર કહે પ્રીતે, સાંભળ મારી વાણ; ભવીષ્ય તે મટે નહી જે કરમે લખ્યું પ્રમાણ ૧ પ્રથમ વાત મહારી સુણો વીતે છે મારી કાય, તેની વાતો સુણ્યા પછી સંદેહ મનનો જાય. ૨ સરોવર સુંદર હું સહી, અમરત સરખું નીર પીયે જળ આવી કરી શીતળ થાય શરીર; અન્ન વીના જાય અધ ઘડી જળ વિના ન જાય પળ એક, એવા ગુણ છે માહરા તમો સાંભળજો વીવેક. ૪ પશુ પંખીને માનવી, સરવે તરપત થાય. તે અવગુણ મુજને કરે, તે સાંખી રહું છું આંય કોઇ દંતધાવન કરે કોઇ આવીને નાહ્ય; કોઇ મળ મુતર ધુવે, તે ખમું છું મારી કાય. ૬ ગુણ પછવાડે અવગુણ સહી, નીરચે આડો આંક સુખ દુઃખ કાયા ભોગવે તેમાં શારદુલનો શો વાંક. ૭ એવાં વચન તેનાં સુણી, બ્રાહ્મણ પામ્યો દુઃખ, શારદુલ રીઝયો અતી ઘણો, બોલ્યો પડે ભુખ. ૮ હવે તો ખાઉં તુજને જુઠો

પડયો બીજી વાર, સાચી વાત મ્હારી મળી. ભક્ષ કરૂં આ વાર. ૯ ત્યારે લાચાર થઇ બ્રાહ્મણ કહે, હું દઉં હજી દ્રષ્ટાંત, હું હાર્યો જીત્યા તમો, તે ભાગી મનની ભ્રાંત ૧૧ હવે ફરી વચન બોલું નહી, તું કહે છે કરૂં પ્રણામ, હવે ત્રીજું વચન મીથ્યા કરૂં, તો ઇશ્વરની મુજ આણ ૧૨ તે વારે શારદુલ બોલીયો, વળી જુઠો પડીશ આપ ત્રીજી વાર હું ચુકવાનો નહી, એમ શારદુલે વાણી કહી. ૧૩ વળી આગળ ચાલ્યા સહી, એક દીઠું શિયાળ, બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા, બોલ્યા મુખ તતકાળ.

ચોપાઇ—તે વારે વાચા શિયાળને થઇ, મુખ થકી તેણે વાણી કહી ગુણ અવગુણ તણી છે વાત પછી ભાંગો મનની ભ્રાંત. ત્યારે બ્રાહ્મણે વાણી કહી વિતક વાત તે સરવે સહી તમો તે કહો તે કરશો અહીં બેઉ જણા ઉભા છો સહી, શીયાળ બોલ્યો મુખ થકી, પછી ન્યાય કરૂં મુજ જાત જુઠો સાચો કોણ હશે અન્યાય મુખથી કેમ થશે. કએ ઠામ છે પીંજર સહી, કેમ કબજ પડયો તે તહી કઇ રીતે ઉઘાડયું બાર મુજને દેખાડો તે ઠાર, ત્યાર પછી ચુકાવું ન્યાય મુખથી વાત તે કેમ મનાય એવાં વચન શીયાળનાં સુણી વાઘને રીસ ચઢી છે ઘણી, વડને જળ કરતાં ડાહ્યો તું આવ્ય ઠેકાણું દેખાડું હું, જોયા પછી ચુકાવો ન્યાય એમ કહીને ગયા ત્યાંય; આ પેલું મારૂં રહેઠાણ. આ પીંજરામાં પેઠો જાણ; એ પંથીએ ઉઘાડયું તહિ; ગુણ પાછળ અવગુણ અહીં; મુખજુબાની કહો છો તમો, ન્યાય અન્યાય કેમ ચુકવું અમો નજરે જોઉં તો ચુકાવું અહી, નહિતર મારગ જાવું નહિ તમે પેસો પીંજર મોઝાર, બ્રાહ્મણ વળી ઉઘાડે દ્વાર. તે તો નજરે જોતું અહીં પછી ન્યાય ચુકાવું સહી એવાં વચન શિયાળનાં સુણી, પેઠો પીંજરમાં વાઘ વઢી. ત્યારે કહે રામે ધાન ભાર, એમ કહ્યું ત્યારે

ઉઘાડો દ્વાર; દીધાં બારણાં સાંકળ સાથ, શિયાળ મુખથી બોલ્યો વાત જે રીતે તમે કહ્યું તું સહી, તે રીતે તમે બોલો અહીં; ઉઘાડ ભાઇ હું આણે દ્વાર. કહાડ બહાર હું તુજને કરીશ ઉપકાર. ગુણ પછવાડે અવગુણ સહિ, ત્યારે હું ઉઘાડું નહિ.

દોહરો—વચન સુણી શિયાળનાં, વાઘને પડી મન ફાળ; દગો કરીને ઘાલીયો, હું આણીશ તારો કાળ, ૧ તું શું ખાતો તો મુજને બળ હોય તો નીકળ બહાર, સ્નેહ કરી તને કહાડીયો ધિક ધિક તુજ અવતાર. બ્રાહ્મણનો જીવ બચાવિયો, વળી અદલ ચુકાવ્યો ન્યાય; જે કરે તે ભોગવે, મુજ શીર દોષ નહિ કહેવાય ૩ હુશીયાર તું શારદુલ થયો, મેં અદલ ચુકવ્યો ન્યાય, ગુણ પછવાડે અવગુણ સહી, તુ ભોગવે તારી કાય. ૪ એમ કહી ત્યાંથી ચાલીયો, શીયાળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવર્યો, કેવો ચુકાવ્યો ન્યાય. ૫ જગત જોગ કોડે કરો, જાઓ તમારે ગામ, વગર વિચાર્યું કરતા રખે આજ પછી તમે કામ. ૬ આશીશ દીધી શીયાળને બ્રાહ્મણ પંથ પળાય; ઉપવિત દીધું પુત્રને વળી પરણાવી કન્યાય. ૭ નાહના ઉપર નવ ભુલવું નાહનો શિઆળવો એહ, બુદ્ધિએ જીતીયો વાઘને કહી ન શકે તેહ. ૮ તમે જીતશો સરવને, કોણ માત્ર પરી જાત; પરમેશ્વર પ્રતાપથી, લાવો ફરી તપાસ.

દોહરો—રાક્ષસ મુખથી બોલીયો સાંભળ માનવી જાત; શા દુઃખે તુ નીસર્યો; તે કહો મુખે વાત કોણ જાત છે તાહરી કોણ માત કોણ તાત. બાળપણે વનમાં ભમે શા દુઃખે મુજ ભાત. ૨ માંડી વાત મુજને કહો; હું ભાગું તહારૂં દુઃખ ઇશ્વર આણ્યો એ વનમાં; વીસ્તારી કહો સુખ. ૩ સાચી વાત ભાઇ તુ કરે; તો ઇશ્વરની મુજ આણ; સાચે સીદ્ધિ છે સહી, માટે સાચી બોલ વાણ. ૪ બાળીક રૂપ હું બાહરૂં આવ્યો સુખી મટમાં આવ્યુ; સત્ય વચન છે આહરૂ, હું

સાંભળ ચતુરસુજાણ. ૫ વચન આપ્યું તે લીધું કુંવરે કર મોઝાર પછે કરજોડીને બોલીયો તે વેળા રાજકુમાર. ૬ સીરકસ્તાનનો રાજીઓ તેહ તણો હું તન; ગુલબંકાવળી જોવા તણી ઇચ્છા માહરે મન. ૭ રાજપાટ સરવે તજી નીકળ્યો છું હું બહાર; ફરતો ફરતો આવીયો, તમોતણા ઘર-બાર ૮ હવેરજાઆપો મુજને તો ઝાલું મારગ સીધ; વીગત વાત માંડી કહી મેંતો તારી સાથ; વચન પાળો તમ તણું, રાક્ષસ કરો પ્રમાણ એવાં વચન શ્રવણે સુણી. રાક્ષસ થયો મન ભંગ કરમે કર અરકાડીઓ બોલ્યો તેણે સંગ.

ચોપાઇ—બોલ્યો રાક્ષસ મુખથી વાણ, સાંભળ માનવી ચતુર-સુજાણ; તે ફુલ કાંઇ રસ્તામાં નથી સાચી વારતા કહું છું કથી; બંકાવળી નામે પરી છે સહી તેની શોભાનો પારજ નહિ; તેની વાડીમાં એકજ ફુલ ઘણી સુઘડને વસ્તુ અમુલ્ય. તેની રક્ષા કરવા રહું છું હું, સત્ય કરીને માનજે તું; અઢાર હજાર સરખા સેનાપતી, તેની શોભાની શું કહું ગતી; એક સો બાસઠ ચોકી જાણ, તેહ અઢાર હજાર નીરવાણ. તમો કેઇ પેરે જાશો તહી મુજને ચીંતા થાશે અહીં; એના બાપનું બહુ છે સેન. ત્યાં તમો જાશોજી કેમ, માનવીથી જવાએ નહી, માટે તમો ત્યાં જા-શો નહી સહિ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે. જમીનપર ચોકી વિંછુને નાગ, ગમને શ્રી પરીની જાત; ફરતો કોટ રાક્ષસનો તહી, દેવતા થકી જવાય નહી ચંદ્ર સુરજની દ્રષ્ટિ નવ જાય. તે ફુલ તુજથી કેમ લેવાય; પ્રથમ ચોકી માહરી સહી, માહરી નજરે દીઠું નહી. તે કેમ આવશે તાહરે હાથ, રાક્ષસ દુઃખ ધરે મન સાથ હવે વચન માહરૂં મીથ્યા જશે, એ કારજ કેઇ પેરે થશે તેં તો ગુણ કીધો છે અપાર, અમરત વસ્તુ કરાવી આહાર મારૂં વચન જો મીથ્યા થાય ધીક્કાર પડશે અમારી કાય; ધીક્કાર પડજો જાય વચન થકી

પસ્તાઉં હું મારે મન. જીવ જવા સુધી કરવાનો કાજ બાંહે ઝાલીની રાખવી લાજ, ભક્ષણ ભક્ષ કરોની તમો, એક રાક્ષસ તેડી આવ્યું અમો. એવાં વચન રાક્ષસનાં સુણી, રસોઇ સીધ કરી ચોગણી; ચાર ઘડીમાં કરી તૈયાર, ચતુર નરને શાની વાર, પોતાની વાણીએ કર્યો ટંકાર; એક રાક્ષસ આવ્યો તે ઠાર. જુહાર કરીને ઉભો સાર વાત કરવા લાગ્યો તે ઠાર; રાજકુંવરને દીઠા જેટલે રાક્ષસ મુખ બોલ્યો તેટલે. એ માનવ રૂપ ક્યાંથી લાવીયા, એ ઉપર કેમ રાખી દયા; ઘણી સુકોમળ તેની દેહ, મન તણો ભાગ્યો સંદેહ. કેમ રાખો છો હેતજ ધરી, એવી વાણી તેણે ઓચરી.

દોહરો—એવાં વચન તેનાં સુણી, બોલ્યો મીત્ર વચન, એ દેવ થકી અધીક છે, મેં તો આપ્યું સત વચન, એના ગુણનો પાર નહિ એણે આપીઓ અમરત આહાર; મુત્ર કરતાં અદકો ગણ્યો, સુણો મીત્ર આ ઠાર. ૨ મૃત્યુ લોકના માનવી એની શોભાનો નહી પાર; બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહું વિસ્તાર. ૩ નીમકહરામ હું થયો એણે ભાગી મારી ભુખ; શું ઓશીંગણ થઇશું અમો એ નરને મોહું દુઃખ ૪ માટે તેડ્યો મેં તમો, બેસોની આ ઠાર; ખાન પાન કરીએ સહી, પછી કરીએ એક વીચાર. ૫ બેઠ જણા બેઠા સહી, ત્રીજો માનવી સાથ; મુક્યાં ભોજન મુખ આગળે, આણી મન ઉલ્લાસ ૬ સાત વાનાની સુખડી. બીજુ સાહીત અપાર મુખ આગળ સહુ મુક્યું; તે કરવા બેઠા આહાર, ૭ અમરત વસ્તુ મુખમાં ધરી. ઘણા શોભિતા સાર; તેમ તેમ રાક્ષસ રીઝીઆ, આણી મનમાં વહાલ ૮ ધન માનવ તારી જુક્તને તરપત કર્યું મુજ મન; શું દુઃખ છે તારી કાયને, કહે મુખે સત વચન. ૯ જે વસ્તુ જગતમાં નહી, તેમાંથ્યખાઓ સ્વાદ; તું કહે તે કરીએ અમે, મનમાં આણી ઉલાસ. ૧૦

ત્યારે પહાડ મુખ બોલીયો, એને છે મોહું દુઃખ; તેનો કામ થવાનું નથી, એવું બોલે છે મુખ. ૧૧ ગુલબંકાવળી લેવા તણી, ઇચ્છા છે એને મન; તે કારણ વનમાં ભમે, તું સાંભળ મીત્ર વચન. ૧૨ મહારે શરણે એ આવીયો, કરાવ્યા અમરત અહાર; નીરાશ થઇ જાશે સહી તો ધીક આપણો અવતાર. ૧૩ માટે તેડયો તુજને કઇ પેરે થાય એનું કામ; મનોરથ પહોંચે એહનો, તો થાય આપણું નામ.

ચોપાઇ—એવાં વચન પહાડનાં સુણી, તેના મીત્રે વાણી ભણી એ વાતની ચીંતા નહી, એનું કામ થવાનું સહી. મોકલું મહારી ભગીનીની પાસ, તે પુરાવે એની આશ; ધણી ફોજ છે સર્વથી, રાક્ષી વિદ્યાનો પારજ નથી. પ્રથમ ચોકી તેની સહી, તે નીશ્ચે કામ કરવાની તહીં; એમ વીચાર્યું મન મોજાર, એક કાગળ લખ્યો તતકાળ. ઘણી વિનતી તેમાં લખી, તેડયો એક રાક્ષસ મુખી; જે ફરમાવો તે હું કરૂં, કહો આજ્ઞા તો મુસ્તક ધરૂં. ને રાક્ષસ બોલ્યો તે ઠાર મારી બહેન અબોલા સાર. તેની પાસે જવાનો સહી આ માણસને સાથે લઇ; પ્રથમ જઇને આશીશ કરો, પછી એના ખોળામાં ધરો. તારા ભાત તણો એ પ્રાણ, નીશ્ચે માનજો સાચી વાણ જીવ થકી કરજો જતન, જાણે પેટ તણો મુજ તન; જતન કરી એને રાખજો એની આશા પુરી પાડજો. મુખ જુબાની એવી કહી વળી કાગળ કર આપ્યો ત્યંહ. ફુલની પેરે જાળવજે તું, નહી તો મારી નાંખીશ હું; પ્રતીઉત્તર પાછો લાવજે, ચાર ઘડીમાં પાછા આવજે. વધતી વાર લાગશે આ ઠાર, મારી નાંખીશ આણી વાર. તે સેવકે નામ્યું શીશ, ઉઠયો તે વેળા તે ઇશ. એક હાથ પર બેસાડયા જાણ, બીજે કર ઢાંકી નીરવાણ ગગન માર્ગે ચાલ્યા વહી, ચાર ઘડીમાં પહોંચ્યા સહી. અબોલા બેઠી હતી મુકામ ઘણી શોભા છે તેણે ઠામ. દીઠો અનુચર બહારથી નાંગ,

તેને જઇને કર્યો જુહાર. સુખ જુઆની સઘળી કહી, ખોળા મધ્યે મુકયો લઇ. જોઇ મુખને હરખ્યા મન, ધનધનરે આજનો દન જાણું પ્રગટયો દીનકર સુર, એવું તે માનવનું નુર. અમોલા બોલી તે કામ, મારા ભાઇને કહેજો પ્રણામ તમે મોકલ્યો તે મહારો પ્રાણ, નિશ્ચે કરી ભાઇ તું મનમાં જાણ. તે અનુચર ત્યાંથી પળ્યો, આવી તે રાક્ષસને મળ્યો. આવી હકીકત સરવે કહી, તે રાક્ષસ હરખ્યો તહીં.

દોહરો—અમોલાએ મન વીચારીયું, માનવ આવ્યો મુજ પાસ. મહારા ભાઇએ મોકલ્યો, તેની કરવી બરદાસ. ૧ એ પુત્ર છે કોઇ રાજા તણો, આવી ચડયો હવે ત્યાંય: એ બત્રીસ લક્ષણો નામ, તેની સાથે પરણાવું અમો, તો થાય માહરૂં કામ. એવું મન વીચારી કરી, બોલાવી મેમુદા નાર; તેડાવીને કહ્યું સહી, તુંને પરણાવું ભરથાર, ત્યારે મેમુદાએ વાણી કહી, હું ખુશી થઇ અપાર; તમો એને ક્યાંથી લાવીયા, સાચું કહો આ ઠાર.

ચોપાઇ—શીકાર રમવા ગઇતી બહાર, ત્યાંથી લાવી રાજકુમાર. અચરજ તે તો થઇને રહી, પછી તેણે વાણી કહી. માતાજી પરણાવો મને, એતો સાચું કહું છું તને; માતાએ પરણાવી તે સાથ પછી રાજા સાથે કીધી વાત. એકાંત જગા પોતાની સહી, તેના ભરથારને તેડી ગઇ; પછે કર જોડીને બોલી નાર, તમે વીગત વાત કહો ભરથાર; રાજકુંવર પછે બોલ્યો તહીં, મારી વીગત દઉં છું હું અહીં; સમ દીધા માટે કહું છું અમો, પુછો છો તો સુણજો તમો. હું છું રાજા કેરો પુત્ર, બાળપણમાં મેલ્યું ઘર સુત્ર. ગુલબંકાવલી જોવાનું મન, તે કારણ નીકળ્યો હું વન. પ્રથમ કેરો કહાડયો પાર, ફરતો ફરતો આવ્યો આ ઠાર. એક રાક્ષસણું મીત્રાઇ થઇ તેણે મોકલી દીધો અહીં. અમોલા હરખી મન સાથ,

તેણે મહેલ આપ્યો એક સાર. તુને પરણાવી આપી કરગરી, મુખ થકી વાણી ઓચરી. સુખ ભોગવે નરને નાર, વૈભવ ભોગવો અપરંપાર. જોઉં ફુલ તો ભાગે ભુખ, ત્યાર પછી ભોગવું સુખ; પરમેશ્વરે મેળવ્યો જોગ, પણ નવ પહોંચ્યા મનના કોડ. ગુલબંકાવલી ફુલ જોવું એકવાર; તો તો સફલ મારો અવતાર; નહીતો હું રહેવાનો નથી; સાચી વાત તો કહું છું નથી; એવાં તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું વીનતાનું મન, એ વાતની ચીંતા નથી; ગુલબંકાવલી દેખાડીશ સર્વથી, એ અબોલા માતા જાણ કહાડે છે તે તુજ પર પ્રાણ. મારૂં વચન મીથ્યા નવ કરે; મેર કહું તો નીશ્ચે મરે. જીવ એકને જુજવી દેહ, મારા ઉપર રાખે છે નેહ બળ તણો કાંઇ પારજ નથી, તેથી કામ થશે સર્વથી ભેદ પ્રપંચ કરશે તે ઠાર; માટે જોઇએ ચાલો ભરથાર, એવાં વીનતાનાં સુણી વચન; રાજકુંવર હરખ્યો છે મન. નર નારી આવી ત્યાંય, અબોલાને લાગ્યાં પાય દીઠાં નરનારીનાં મુખ ઘણી રાક્ષસી પામી સુખ ખોળામાં બેસાડી નરનાર. મુખ થકી બોલ્યા તે ઠાર. પુછે નરનારીને દુઃખ બન્યેનાં ઉતરી ગયાં સુખ ખાવા પીવાની હું નથી. કેમ દુઃખ ધરો સર્વથી એવાં વચન સુણી તે માય. કુંવરી લાગી માતાને પાય.

દોહરો—માજી સુણો મુજ વીનંતી. મારા સ્વામીને દુઃખ નીસાસા નાખે ઘણા. નથી ભોગવતા સુખ ૧ ખાવું નહી પીવું નહી. હાસ્યવીનોદ કે વાત. સંસારનું સરવે તજી. ઝુરે દિવસને રાત ૨ માહરે કાજ તમે લાવીયા. સ્વામી ચતુરસુજાણ. આશા ત્યારે ઉચરી મુખ થકી તો વાણ. ગુલબંકાવલી જોઉં નહી. તો જાયે મારા પ્રાણ ૪ અબોલાએ ચાંપ્યો હૃદે. હાથ ફેરવ્યો શીષ. ચીંતા તજરે દીકરા. કરીશ તુજનેબક્ષીસ ૫ નાગ દેખાડીશ એહનો. એમ બોલી તે મુખ, ચિંતા



તજજો દીકરા કરીશ તુજને સુખ ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની ગઇને પરી અતુલ્ય આંખમાં ધુળ નાંખી સર્વને દેખાડીશ એનું ફુલ. ૭ સત્ય વચન છે મારૂં કરવું મારે કામ. ફુલ દેખાડું નજરે કરી તો અમોલા મારૂં નામ. ૮

ચોપાઇ—એમ કહીને મનાવ્યું મન. નરનારીનું હરખ્યું વદન ખાન પાન કરાવોને જઇ. તેડું ત્યારે આવજો અહીં. ગયાં મુકામે નરને નાર. અમોલાએ મન કર્યો વિચાર એ નર નારીને થાશે સુખ દેખાડું ફુલ તો જાએ દુઃખ વીચાર એમ કર્યો તે ઠાર. તેડયા રાક્ષસ એક હજાર આવી કરીને નમાવ્યું શીશ જે કહો તે કરીએ આ દીશ અમોલા કહે એ કામ. ઉંદરનાં રૂપ ધરો આ ઠામ સળંગ મુકો આણે ઠાર. જાય ગુલબંકાવળી મહેલ મોઝાર. ચોકી વાળા કોઇ જાણે નહીં. એ રીતે કામ કરવું સહી. રાક્ષસે વચન ચડાવ્યું શીશ. એમ કહી ચાલ્યા તે દીશ. ઉંદર કેરાં રૂપજ ધર્યા. સળંગ પાડવાને પરવર્યા. રાક્ષસ વીઘા તેને શી વાર. ક્ષણ માત્રમાં પાડયા પહાડ. તે વાડીમાં પાડયું દ્વાર પાછા ફરી આવ્યા તે ઠાર અમોલાએ કર્યો જુહાર. સિદ્ધ કામ કર્યું તે વાર એવાં વચન રાક્ષસનાં સુણી ખુશાલી વાધી મનમાં ઘણી. જાઓ જંગલમાં ફરતા ફરો ભક્ષભોજન મન ગમતાં કરો. એમ કહીને આપી રજાય સહુ સહુના મુકામે જાય રાજકુંવરને તેડાવ્યો જાણ. મુખથકી તે બોલ્યો વાણ. ગુલબંકાવળી દેખાડું આજ કરૂં હું તારા મનનાં કાજ. આ સળંગમાંથી જાઓ સહી. દુરથી જોઇને આવો અહીં કરશો શોરતો થાશે ઘાત નકી માનજો સાચી વાત. કદાપી પડશો કોઇને દ્રષ્ટ તોતો ઘણું ભોગવશો કષ્ટ. મેં જીવ સમાનું કર્યું છે કામ. ચેતાવું છું આણે ઠામ. એમ કહી તેડાવ્યા દાસ. તતક્ષણ આવી ઊભા પાસ આ માણસને જઇ કરી દેખાડો વાડી નજરે ભરી.

સળંગમાંથી નવ કહાડશો બહાર ઉભા રહેજો જ્યાં ઘરનું દ્વાર. જે વાંકો થશે એનો વાળ તો આવશે તમારો કાળ. જતન કરી દેખાડો જઈ પાછા તેડી આવજો અહીં એમ કહી વળાવ્યો રાય. લઈ ચાલ્યો સળંગની માંય. જે ઠેકાણે પાડેલું દ્વાર. ચાર ઘડીમાં આવ્યા તે ઠાર.

દોહરો—દ્વારને મુખ આવી કરી. બોલ્યો અનુચર વાત. ગુલબંકાવળીનો બાગજ સહી. જુઓને તમેભ્રાત ન્યાળીને જો-યું તહીં જાણે ઉદેકાર ઉદ્યોત ઈંદ્રપુરી કોણ માત્ર તેવું દેખાય જા-કળજોત ૨ રાક્ષસ સાથે બોલીગો જાવા દે મુજને બહાર. જોવું ચર્ચા બહાર જઈ. પાછા આવશું આ ઠારજોયા વીના નવ રહું. સાચી માન મુજ વાણ. ૪ જેમ દીપકમાં પડે પતંગીઓ. તેમ પડવા માંડ્યું બહાર. રાક્ષસે ઝાલી કરી. લીધો સળંગ મોઝાર ૫ અરે મુરખ તું માનવી એ શું કરે છે કામ. જીવ જશે એક પલકમાં ખોઈશ મ્હારૂં નામ ૬ જક્ષ કે વળી રાક્ષસી. કોઈ દેખશે તારી કાય. ભક્ષ કરી જાશે તુને તેનો શો ઉપાય ૭ અબોલાએ મુજને સોંપીયો. હું શું કરૂં આ ઠાર. બુદ્ધિભ્રષ્ટ તું કેમ થયો મનમાં કર વીચાર ૮ એવાં વ-ચન તેનાં સુણી. બોલ્યો તે મુખે વચન નવ જવા દે મુજને તો પાડીશ મારૂં તન ૯ જીભ ખેંચી કહાડીને મરૂં કે મારીશ પેટ ક-ટાર જોયા વિના જવાનો નથી માહારે મરવું એકજ વાર ૧૦ રાક્ષસે મન વિચારીયું. આવી પડી મુજ શીષ. જે બનશે તે તો ખરી આપી રજા તે દીશ. ૧૧ તુજ કારણ મરશું અમો શું મુખ દેખાડીશું ત્યાંય લખી હશે તે થાશે જે જે મુજ કીસ્મતમાંય ૧૨

ચોપાઈ—એમ કહી આપી રજાય. પેઠો કુંવર તે બાગની માંય; જીવ ગયેથી એ નવ ડરે. મન ચિંતવ્યું તે નીશ્ચે કરે સુવર-ણ તણી છે પૃથ્વી તહીં, જરા રજને કચરો નહિ પુષ્પ પડતો અ-

પરંપાર, કવી કહે શું કરૂં વિસ્તાર. દેવતાઈ ઝાડને ફૂલ. શોભા ચિંતામણી સમતુલ્ય. ઘણાં વૃક્ષ ને શોભામાન. સરોવર સરખી શોભા જાણુ. કોઇ રૂપા સરખી સહી. તેની શોભાનો પારજ નહી. કોઈ વૃક્ષે હીરા સરીખાં ફુલ. ઘણું તેજ ઝળકે અમુલ્ય. કોઇ ઝાડ ઉપર મોતીની ઝુલ. શોભે ચિંતામણી સમ તુલ્ય. કોઇ ઝાડ લીલમનાં સહી. તેના સામું તો જોવાય નહી. કોઇ ઝાડ જાણે હીરાની જાત ફળ જાણે ઉદેકાર ઉદ્યોત ઝાડ શોભે બહુ સાર. ફળ જાણે રતન ઝળકાટ; મેવાનો તો પારજ નથી. એ દેવતાને દુર્લભ સર્વથી પુષ્પ સુઘડ તેનો નહીં પાર. જોતો થાકયો રાજકુમાર. જોતો જોતો આવ્યો જાય. આનંદ તેને અંગ ન માય. દીઠો દરવાજો તે ઠાર. સોનાના થંભ રૂપાનાં દ્વાર, રત્ન જડીત જ્યાં છે કામ ઘણી શોભા દીઠી તે ઠામ. બારી ઉઘાડી દીઠી નહી. તે મધ્યે તે ચાલ્યો વહી કીધું પરમેશ્વરનુ થશે; જોઇ આગળ બીજું શું હશે એમ વીચારી મુકયો પાગ, વળી આગળ ચાલ્યો જોઇ લાગ દીઠો ત્યાં એક સુંદર મેહેલ, તે આગળ સ્વર્ગપુરી સ્હેલ. અમરપુરી શીવપુરી કેરો ઠાઠ; વૈકુંઠપુરીની સુંદર વાત, દેવતાઇ કામ વિશ્વકર્માએ કીધ; ઘણી રચના દીઠી વિધવિધ; જાણે કે ઉગ્યા ભાણુ એવો મેહેલ શોભે નીરવાણુ. ગુલબંકાવળી હોજમાં સાર, ફુવારા છુટે સત્તર ધાર. તેની સાથે સુંદર તલાવ, પાળ તેની રતન જડાવ તે મધે એક સુંદર ફુલ, શોભા ચિંતામણી સમતુલ્ય લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહી બંકાવળી વળી તેનું નામ, કુંવરે નિશ્ચય કીધો આમ. એ સિવાય બીજી નથી, સિદ્ધ કરવું સર્વથી; વસ્ત્ર ઉતાર્યા તેની વાર. પડયો જળમાં નવ લાગી વાર. તોડયું ફુલ તે જતન કરી, આવ્યો બહાર તે જળમાં તરી વસ્ત્ર પોતે પરિધાનજ કીધ. પુષ્પ કેડમા

બાંધી દીધ; પછી તેણે મન કર્યો વિચાર, હવે મેહેલ જોઉં તે ઠાર. એવું પોતે વિચાર્યું મન, કામ મારૂં થયું તે ધન્ય. મારા પિતાજી દેખતા થશે, ચડયું કલંક તે ઉતરી જશે. પ્રભુ રાખ્યો તેં મારો ધર્મ મન થયું મહારૂં પ્રસન્ન; ધન્ય રાક્ષસ ધન્ય અબોલા નાર, મહારૂં કામ ઉતાર્યું પાર.

દોહરો—જોઉં ચર્ચા સઉ મહેલની, એમ વિચાર્યું મન; નીરભય થઇને પરવર્યો, કુંવર તે ભોવન. ૧ ચાલ્યો મહેલમાં ચતુર નર, મહા શોભા અપરંપાર; દેવકામ ઝળકી રહ્યાં, તેનો કહું વિસ્તાર. ૨ બારણુ બારસાખ બારીઓ, જાળી અટારી માળ; મોવરણુ સ્થંભ ઝળકી રહ્યા, ચીત્ર વીચીત્ર વિશાળ. ૩ કામ છે આરસપહાણનું જાણે જળહળ જ્યોત; દીવસ રાત જણાય નહિ, ઉદેકાર ઉદ્યોત. ૪ કવી કહે શું વરણવું, મહેલ સુંદર તે ઠામ, ત્રણ લોકમાં શોભા નથી, કેટલો કરૂં વિસ્તાર. ૫ પુર્વ જન્મ સાચે કરી, રાજકુંવર ત્યાં જાય; લખી વાત મટે નહી, ભાગ્યે લખેલું થાય. ૬ જોતો જોતો સઘળે ફરે, નથી ડરતો મનમાંય. જુવે છે રચના અતી ઘણી, નીરખે છે રાજન. પશુ પંખી માનવી, નથી નરને નાર; આવી રચના કોને કરી, એમ કરે વિચાર. એમ વિચારી ચાલીયો, જાયે સાતમે માળ ત્યાં રચના છે અતિ ઘણી, તરેહ તરેના ખ્યાલ; પુષ્પ નાનાં પ્રકારનાં સુગંધનો નહિ પાર. હીંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર, ૧૦ જાણે શશી ઝળકી રહ્યો, રંભા કુળ અવતાર; જાણે ચમકે વિજળી, આવ્યો માસ અસાડ. ૧૧ તેજ ઘણું તે નારનું, વાગ્યું મોહનું બાણ; આંખે તમ્મર આવીયા, જોતો નીરખ્યો બાણ. ૧૨ મુરછા ખાઇ અવની પડયો, જાણે સુતો સેજ; વિનતા કંઇ નથી જાણતી ભર નિદ્રામાં હેજ.

ચોપાઇ—હીંમત રાખી ઉભો સહી, વિનતાની શોભા શી

રહું તહી, છુટી વેણુ કુચપર લપટાય, તે જાણે મણીધરની શોભાય દેખી તેહ થયો મન ભંગ, તેથી અદકો અધરનો રંગ; ઝાંખી પડે તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્યોત, મૃગ નેણી ભ્રકુટી ભાળ, મુખ કમળની શોભા વિશાળ. કુચ સ્થળની ઉપમા આણી. જાણે શોભા નારંગી તણી, કદળી લજ્યા પામીને રહી, તેની જંઘા નાજુક છે સહી. ગુલાબ જોઇને લાગ્યો દાહ, જોઇ તેની પગની ચાલ. આભુષણ તણો નહી પાર. જોતાં તૃપ્ત થયો રાજકુમાર નખ શીખથી નીરખી છે નાર. નીસાસા મુકયા તેણીવાર. કયાંથી પહોંચે મનના કોડ. ત્રણ લોકમાં નહિ આની જોડ તે કયાંથી ભાગ્ય હવે મારૂં ફળે; એવી નાર કેમ મુજને મળે; કદાચ તે જાગી ઉઠશે કરે ક્રોધ તો જીવજ જશે. હું આવ્યો તે શું જાણશે નાર, માટે નિશાની મુકુ આ ઠાર એમ વિચારી ગયો તેની ભણી વીંટી કહાડી સ્ત્રી તણી. પોતાની વીંટી ઘાલી સહી, તેની શોભા ન જાયે કહી; છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેવો આકાર, વીંટી તેમાં પોતાનું રૂપ; મુકી ત્યાંથી ચાલ્યો ભુપ; આવ્યો જયાં ગુફા મુકામ. રાક્ષસે મનમાં કર્યો વિચાર કેમ આવડી લાગી વાર, એટલે આવ્યો રાજ-કુમાર, રાક્ષસ હરખ્યો તેણે ઠાર, દીઠો માનવી હરખ્યું મન, ઉચકીને ચાલ્યો તે વન. અબોલા આગળ મુકયો જઇ ઘણી ખુશાલી મનમાં થઇ, સહી મુખે બોલી વાણુ, સુણો માનવી ચતુર સુજાણ, ગુલબંકા-વળીનો જોયો બાગ, એવાં વચન બોલી તે જાગ. માતાજી તમારી કીરપા સાથ, આશા પુરી પડી મુજ માત. હરખ્યું અબોલા કેરૂં મન, તેડાવ્યા રાક્ષસ તેને દન જાઓ સળંગ પુરો આ ઠામ નહિ તો જાશે આપણું નામ બરાબર બોમીને કરો, પછે સુખે ફરતા ફરો; રાક્ષસ ભિયા તેને શી વાર, પૃથ્વી સહુ મેળવી તે ઠાર, કરો ભોજન તમે નરને

નાર; વૈભવ ભોગવ્યા અપરંપાર. તે ઓને આપ્યું. સુખ ગયું તે વીન-તાનું દુઃખ.

દોહરો—મનના મનોરથ પુરા થયા, ખુશાલી વધી અપાર; પછે નરને નાર સુખે મળી કિધો વાત વિચાર. ૧ ઘણી સુઘડ તે સુંદરી, રૂપે રતિ સરખી કામ, તેની શોભા ચોગણી, રૂપે સુંદર-રામ. ૨ જુગતે જોડું નરનારનું, કરી વિનોદને રંગ, વૈભવ ભોગવે ઇંદ્રના, આનંદ બેઉને અંગ. ૩ પ્રાતઃકાળે ઉઠી કરી, જાય અમોલાં પાસ. દેખીને રીઝે ઘણું, પામે મન ઉલ્લાસ. ૪ ખોળામાં બેસાડે ડાહ્યા જમણી નર નાર; જોઇ મુખ નરનારનું હરખે અપરમપાર. ૫ જે જોઇએ તે હાજર કરે, કશી વાતે નહિ દુઃખ; ખાય પીયે રંગે રમે સદા ખુશાલી મુખ. ૬ એક સમે તે બોલીયો વનિતા પ્રત્યે વચન; માતા પીતાને મળીએ જઇ જો માને તાહરૂં મન. ૭ તારા સાજનને હું મળ્યો, તું પુરણ મળે પરીવાર રાજપાટ જઇને કરીએ, ત્યારે સફળ થાય અવતાર ૮ રાજપાટ ભોગવ્યા તણી ઇચ્છા છે મનમાંય, વિજોગ ટળે વડાલા તણો એમ મુખથી બોલ્યા રાય. ૯ મુવે છુટવાના નથી કરમે કીધી હાણ. મનના મનોરથ કયાં પહોં-ચશે કાળ મહની ખાણ. ૧૦ એવાં વચન શ્રવણે સુણી, મેમુદા બોલી વચન; ચીંતા મનની પરહરો, શીદ ધરો દુઃખ મન. ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગવિલાસ રજની વીતી રંગમાં થયો પ્રાતઃકાળ. ૧૨ સ્નાન દાન ભોજન કરી સજ્યા સોળ શણગાર; નરનારી બેઉ આવીયાં અમોલા બેઠી જે ઠાર ૧૩

ચોપાઇ—દીઠી નર નારીની દેહ, અમોલાને લાગ્યો નેહ; ખોળામાં બેસાડી જોડ દીઠું મુખને પામી કોડ ઘણી કાન્તી છે રૂપ વિશાળ, આવીનું રાક્ષસણીને વહાલ. સજ્યા વસ્ત્ર શણગાર

સોળ ચંદ્રવદની મુખ રાતા તંબોળ. જાણે ઈંદ્રઈંદ્રાણી રૂપ; ગગનથી અવતરીયો ભુપ; તેરી શોભા તે નરની થઇ જાણી રાક્ષસણી મનમાં મોહી. માગો માગો નરને નાર જે માગો તે આપું આ ઠાર; વચન તમારૂં મીથ્યા નવ કરૂં જે માગો તે હાજર કરૂં. ચંદ્ર સુરજને માગો તમો, તો તે આણી આપું અમો, ઘણું મને આવ્યું છે વહાલ. માગો તે આપું તત્કાળ. તે વારે મેમુદા બોલી વચન. હસી કરીને તે દન; માતા માગતાં આવ્યા નરનાર, વચન આપો તો માગું આ ઠાર; સત્ય વચન આપો કર ધરી, જે માગે તે આપું દીકરી. રખે શરમાતાં નરને નાર, ઇચ્છા હોય તે માગો ઠાર એવાં વાચન અબોલાનાં સુણી, મેમુદાએ ઉચરી વાણી; અમો નરનારી કેરી જોડ, માત પીતા મળવાનો કોડ, કુટુંબ પરીવારનાં જોઇએ મુખ. તો તો થાય માતાજી સુખ; મુજ સ્વામી ઝુરે રાતને દન માત પીતા મળવાનું મન. માટે રજા જો આપો માય તો તો કુટુંબ મેળાવો થાય, એવાં વચન બોલી વાણ; ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને વચને બાંધી કરી. એ શું વાણી મુખે ઓચરી, કેમ વાળીશ મારૂં મન. કેઇ પેરે જશે મારા દન. તારો વાંક નથી લગાર. તારા સ્વામી એ શીખવ્યું આ ઠાર. મેંતો એને સોંપી તુને. એણે દગો દીધો છે મુને. વચન મારૂં મીથ્યા નવ કરૂં. તારે વીજોગે નિશ્ચે મરૂં. એમ કહી રાક્ષસી રહી, ત્યારે કન્યા બોલી તહી, માતાજી હું તો તારી બાળ. બાળપણાથી રાખો છો વ્હાલ; વસ્ત્ર આભુષણને પાન; સોળ વરસની હું નીધાનં સુંદર સ્વામી પરણાવ્યો મુને, સઘળો ઓરીઓ વીત્યો તુને; સફળ જનમારો મારો થાય, જો વસ્તીમાં જઇએ માય.

દોહરો—એવાં વચન કુંવરીના સુણી હરખી અબોલા મન જાઓ નરને નારી તમો, મળો કુટુંબ સાજન ૧ વસ્ત્ર આભુષણ

આપીયાં, શણગાર આપ્યા બહુ ત્યાંય, જુએ મુખ નરનારનું, ધણી-રીજી મન માંય. એકેક વાળ પછી આપીઓ, પોતાના: શરીરનો જેહ કદાપી દુઃખ તમ પામશો, હું જાણીશ મારી દેહ. ૩ અમી ઉપર તમો બાળજો, કદી પડે કાંઇ દુઃખ; તે વેળા જાણ મુજને થશે, અમો આવીને કરશું સુખ, અઢાર હજાર રાક્ષસ લઇ કરી આવી પહોંચીશ હું ત્યાંય; તારા દુસ્મન પરાજ્ય કરીશ. નીશ્ચે રાખ મનમાંય. ૫ એમ કહીને વળી તેડીયા, બે રાક્ષસ તેણી વાર આ-વીને ઉભા રહ્યા. કર્યા દંડવત જુહાર; આ નરનારીને લઇ કરી, ઉડો ગગન મોઝાર; એ કહે ત્યાં મુકો જઇ, પાછા આવજો ઠાર. ૬ કદાપી એ દુઃખ પામશે વાંકો થાશે વાળ; તો તો મારી નાખશું, આણીશ બેઉનો કાળ. પત્ર લખાવી લાવજો, એમના હાથનો અહીં: એમ કહીને વીદાય કર્યા રાક્ષસને સહુ તહિ ૧૦ રાક્ષસ વાટે વીનવે ભાઇ કોયું તમારૂં ગામ; ત્યાંજ જઇ ઉતારીએ, એમ બોલ્યા કરી પ્રણામ, ૧૧ રાજકુંવર ત્યારે બોલીયો ફરદ શહેર મોઝાર ત્યાં જઇ મુકો મુજને, પળમાં પહોંચ્યાં ત્યાંય ૧૪ તે શહેર સમીપે જઇ રહ્યો, દીઠા મહેલ અવાસ, કીયો મહેલ છે તમ તણો; ઓળખો આણી ઉલાસ ૧૫ નવ ટુંકા મહેલ છે અમ તણા, ઓળખ્યા તેણે ઠામ, રાજકુંવર દેખાડીઆ ઉતર્યા તરતજ ઠાર. ૧૫ નર નારીને મુકીયાં, મેલીયાં મહેલની માંય; રાક્ષસ બેઠા બારણે, નવ ઓળખે તેને ત્યાંય.

ચોપાઇ—બેઉ ગયા મેહેલની માંય, લાખી ગુણકા બેઠી ત્યાંય, દીઠું રાજકુંવરનું મુખ, ગયું દોહલું તેહનું દુઃખ જાણે અંધ પામે લોચન તેવી ખુશાલી વાધી મન દંડવત કરી નમાવ્યું શીશ સફળ જન્મ થયો આ દીશ મોતીના થાળ વધાવી કરી ઓવાર-

ણુમાં લીધાં સુંદરી, પછે સન્ધ્યા સોળે શણગાર આવીને બેઠી ત્યાં નાર વીગત વાત પુછી તે ઠાર સંક્ષેપે કર્યો વિસ્તાર લાવો મુખ્ય આપો આ વાર એ પણ છે રાજાની કુમાર લાખી તે વારે રાજી મન ગાજ કન્યા બોલી વચન; આપણ બન્ને સહીયર થયાં, દુઃખ દોહલાં સઘળાં ગયાં, ખાણુ પીણુ ને રહેણું પાસ પ્રભુએ પુરી મનની આશ. મળી બેઠા રહી બેઉ પાસ; રાજકુંવર ગયો જ્યાં દાસ કાગળ લખીને આપ્યો તહી, દેશ અમારે પોંચ્યા સહી કશી વાતે દુઃખ પામ્યો નહી, એમ લખી આપવું સર્વથી. માગી શીખને નીકળ્યા સહી, અબોલાને જઇ મળ્યા તહી, મુખ જુઆની સઘળી કહી, આગળ કરમાં આપ્યો લઇ, એ વાત તો અહીંથી રહી રાજકુંવર શું કરે છે તહીં હાસ્યવિનોદને કરે વીલાસ; ડાબા જમણી બન્નેઓ પાસ સાત દીવસ રહી તે ઠાર. લાખીશું બોલ્યા તે વાર સિરકસ્તાન જાશુ સર્વથી, અહિંયાં રહ્યાની કાંઇ શોભા નથી, મુજ પિતાનું કરવું કામ, દેખે આંખે તો થાયે મુજ કામ, માટે તૈયારી કરવી કંઇ પાણી પીવાએ રહેવું નહિ. લખીએ વચન ચડાવ્યું શીશ ઉઠી તે વેળા તે દિશ; માલ ખજાનો ધન ભંડાર. ચડાવ્યું સર્વ વહાણુ મોઝાર, સિરકસ્તાન જાવા તૈયાર. સામાન સરવે કહાડ્યો બહાર, રાજકુંવરી બેઉએ સાર, વહાણુમાં બેશી જાઓ તે ઠાર, હું પગવડે આવીશ તહી, એવી વાણુ વિનતાએ કહી એથી વાત કરે તે દીશ દરવાન થઇને નામ્યું શીશ કરી લાચાર રાજાના બાળ. તે કહે છે અમારા શા હાલ. જે ફરમાવો તે કીજીએ. જીવત દાન અમને દીજીએ. એવી વાણી લાખીએ સાંભળી મુખ થકી તેણે વાણી ભણી સમાચાર રાજાને કહ્યું. ત્યાર પછી તમને જાવા દઉં

દોહરો—એવાં વચન લાખીનાં સુણી ગઇ રાજાની પાસ; કરજોડી કરી વીનંતી; ફરી વાણી પ્રકાશ ! ભાઇ તમારા છે કેદમાં તેને કહાડોને બહાર; તમને જેમ મનમાં ગમે તેમ કરો આ ઠાર. એવાં વચન વિનતાનાં સુણી, તેડયા સભાની માંહી ચાર જણા આવી કરી, કરજોડીને ઉભા ત્યાંય. ૩ પુન્ય તણા પ્રતાપથી ભાઇ તમે જીત્યા જાણ. પર ઉપકાર તમો કરો, ઉગારો અમારા પ્રાણ, ૪ તમ વિના મુકાવનાર કોઇ નથી, નવ ટળે અમારૂં દુઃખ એમ કહીને કરગર્યા, કરોની અમને સુખ, તમો લાખિને જીતીયા, માટે કરો પર-માર્થ કામ. કારાગ્રહથી છોડાવીયા, રાખી અમારી હામ. ૬ કરજોડીને કરગરે, બંધનથી મુકાવો ભ્રાત, ગુણ તારા ભુલું નહી લઇએ લા-ખેણી વાત. એમ કહી રૂદન કરે, ત્યારે દયા આવી મન, મવ ચકી તે બોલીયા ત્યારે હસી કરી રાજન. ૮ તમો ચારે હારીઆ, ગુલામ તો થયા આ ઠામ હવે કઇ પેરે છુટશો, પોતે મનની હામ. ૯ નામ નિશાની રાખવા સરવે હ્યોને છાપ પગે નિશાની લોહ તણી, તો મુકીએ, જીવતા આપ ૧૦ ચારે જણ કરે વિનંતી, અમો રાજાના છીએ તન; કુળ ખાંપણ લાગી ઘણી, આપ વિચારો મન, ત્યારે રાજા બોલીયો, એ જંગા ઉપર ડહામ, તે વાત કોઇ નવ જાણશે મુકી દેઉં આ ઠામ. નિશાની કીધા વિના, કોઇ નવ મુકે ગુલામ કબુલ કરો મુજ વાતને તો મુકી દેઉં આ ઠામ ત્યારે ચારે જણે વિચારીયું, કોઇ નવ જાણે પેર, ગુલામ ડામ દેવડાવીએ, જઇએ આપણે ઘેર એમ વિચારી મન વિષે, કબુલ વાત તે કીધી. મોહોર એક કીધી સહી લેખ લ-ખીઓ સાચ; જંઘા ઉપર મારીઓ, ચીસ પાડી ત્યાંય બહુ થઇ પછી વેદના ત્યાંય. આસના વાસના કરી.

ચોપાઇ—ત્યાર પછી આપી રજા, તેને આનંદ માને મન

માંય ભાઈ જાણી આપીઓ શણગાર દીધાં આભુષણ વસ્ત્ર અપાર લાખ રૂપીઆ આપ્યા સહી. વિદાય કર્યાં ચારને તહીં વનિતા માલ વળાવ્યો જાણ સિરકસ્તાન ભણી નીરવાણ પોતે જોગી લીધું રૂપ પુષ્પ લઇને ચાલ્યો ભુપ ચાર જણા તે વાટે જાય તેની ચર્ચા જોતા ત્યાંય. લાખ તો રૂપીયા પાસે રોક. શમીયા તેના મનના શોક એકેક સો રાખ્યા અશ્વાર. સજ થયા તે રાજકુમાર પછવાડે ફકીરજ ફરે. તેની વાત કાંઇ નવ કહે. મુકામે બેઠા પાણી પાસ, કરે વાત આણી ઉલાસ ફકીર ત્યાં આવ્યો સહી, ચારે કરી સલામજ તહી, આવો તમો આ ઠામ. કયાંથી આવ્યા કિયે જાશો મુકામ, સાચી વાત તે અમને કહો ફકીર બોલ્યો તે ચીત્તમાં લહો રહેતું અમારે વન મોઝાર, આજની રાત રહેવું આ ઠાર કંદ મુળનો આહારજ થાય: જઇશું જંગલ વહા- ણા માંય; તમો કયાંથી આવ્યા ને કયાં જશો, કોણ જાત અને કયાં તમો વસો. રાજવંશીના સરખી કાય, શું ધારી નીકળ્યા મનમાંય, ચારજણા વિચારજ કરે ફકીર પ્રમાણે વાણી ઓચરે; પોતાની હકીક- તની કહી વાત ફકીર સમજ્યો મનમહીં મળ્યા વાટમાં ચોરો સહી તે પ્રત્યે તેણે વાણી કહી અમને તે ફુલ મળ્યું નહી પાછા ફરી ઘર જાશું વહી.

દોહરો—જુઠી વાત કરો તમો શાં કરો નામ વખાણ, નીજ મુખથી જે નર કરે, તે મુરખનો સરદાર. મુલક મુલક ફર્યા તમો તમ વીના ચતુર નવ કોય સાચુ જો જાણીયે તે ફુલ દેખાડો સોય લબાડ વાત બોલો તમે. મનમાં હંકાર, એ બોલવું તે મુરખનું ચતુર કરો વીચાર, બંકાવળીનું પુષ્પ મુજ કને કેમ આવે તમ હાથ. એમ કહીને દેખાડીયું અચરજ પામ્યું સઉ સાથ. ૪ એમ કરીને કહાડીયું જુવે છે સઘળા લોક. સાચુ કેમ માને એ; સાચુ જુઠુ ફોક ૫ એમ

કહીને તેડીએ. એક અંધ જતે તે વાર આ નરને કરો દેખતો તો સાચી માનીએ વાત. ૬ આંખડી માંહે અંજન કરી પાંખડી પુષ્પની એક; ફાટી પડળ ઉખડી ગયું, ને રહ્યો તેને ટેક: ઘણાં વરસની ખોડ હતી, તે સારાં થયાં લોચન; ફકીરને ચરણે નમ્યો હરખ ધરીને મન; ૮ જીવતદાન જાણે આપીયું; ટાળી અમારી ખોડ, એમ કહીને કરી વીનતી નમીયો બેઉ કરજોડ ૯ અચરત પામ્યા ચારે જણા, નિશ્ચે એતો વાત, મારી કરીને લીજીએ અથવા કરીએ ઘાત. ૧૦ એમ કહીને ઉઠીયા ગ્રહી નગ્ન તરવાર એ પુલ અમને દીજીએ નહી તો મારૂં ઠાર.

ચોપાઇ—એમ કહીને ઉઠયા જોધ અંતઃકરણમાં આણી ક્રોધ; ખુશી થઇને અમને આલ. નહી તો આવ્યો તારો કાળ. આપો તો જાવા દઈશું નહી તો મારીને લઇશું; ત્યારે પસ્તાયો પોતે તે દીલ; વગર સમજ્યું કર્યું એ ખ્યાલ, બધી ચતુરાઇ મારી ગઇ પોતે પુલ દેખાડયું લઇ, માટે લખી વાત મટવાની નથી હજુ દુઃખ કેટલું સંર-વથી. મુજ પીતા કેરૂં તો દુઃખ જશે, દેખશે આંખે ને સુખીયા થશે, અરે પ્રભુ દુઃખમાં નાંખીયો, જશ મહિમાં તેને વાધીઓ એમ ધર્મ તરવાનો સહી ન આપું તો મારે અહીં એમ વીચાર્યું મન મોઝાર આપ્યું ફુલ ન લાગી વાર શા સારૂ મારો છો તમો લ્યોને ફુલ આપું છું અમો. ગુલબંકાવલી તણો છે બાગ, લાખો ફુલ છે તેની માંહ; તમારે મન અમુલખ સર્વથી મારે મન કોડીનું નથી. એમ કહીને આપ્યું હાથ. ચાર જણા હરખ્યા મન સાથ. મુકી ફકરને ત્યાંથી વળ્યા પોતાના દેશ સમીપે ખળ્યા કુચ મુકામે ચાલ્યા જાય. આવ્યા સીરકસ્તાનની માંહ; નગર મધ્યે વધામણી ગઇ, કુંવરરા યના આવ્યા અહીં. જયદરાજા હરખ્યો તહીં તેના આનંદનો પારજ નહી ઉઠ્યા તે વેળા તે જન પુત્રનું મુખ જોવા રાજન; જે વેળા

જોઇશું પુત્રનું મુખ તે વેળા ટળે મારૂં દુઃખ એમ વીચારી મન મોઝાર. અસવારી કીધી તઇયાર; ગામને બહારે જાઇ સભા કરી. અઢારે વરણ આવીને અડી અમુલખ વસ્તુ લાવીયા તે જોવાને સહુ આવીયા ઘણી ખુશાલી અપરંપાર ચાર કુંવર તે આવ્યા ઠાર. દંડવત કરીને લાગ્યા પાય રાજાએ ચાંપ્યો રૂદીયા માંહ્ય પુછે હકીકત રાજા તહી સંક્ષેપે વિસ્તારી કહી મહા દુઃખથી આવ્યાં છીએ અમો. શું વીસ્તારી કહીએ તમો એમ કહી ચુકયું તે ઘડી સઉને મન તો અચરત પડી વખાણ કરે તે વારંવાર, ધન ધન તમારો અવતાર; તમ તમ વિના કોણ કરે આ કામ, બત્રીસલક્ષણા તમારૂં નામ ત્યારે ચારે કુંવર બોલ્યા તહી અમો ગયાતો લાગ્યા સહી; બીજો કોઇ લેવાને જાત તો નીશ્ચે પામત ઉત્પાત.

દોહરો—એમ વખાણ સહુનાં સુણી ચારે હરખ્યા મન; તે પુસમાંથી કહાડી પાંખડી ધન ધન આજનો દન. ૧ અંજન કીધું આંખમાં પોતાના પિતાય; નેત્ર પડલ ફાટી ગયો થયો દેખતો રાય; ૨ અંધ તે લોચન પામીયો, તેથી બીજું શું સુખ; દાન્ય પુણ્ય દીધાં ઘણાં ભીક્ષુકની ભાખી ભુખ. ૩ કંચન મેહ વર્ષાવતો, પાછો વળ્યો પુરમાંય ચારે પુત્ર મુખ આગળે, શોભા કહી નવ જાય. ૪ કોઇ વધાવે મોતીડે કોઇ પુષ્પેરે વિશાળ; ઘેર ઘેરથી લે વારણાં, નાનાં મોટાં નરનાર ૫ છત્રીસ વાજાં વાગી રહ્યાં બોલે બન્દીજન ભાટ; જાચક જશ બોલે ઘણા, નહી કોઇને ઉચાટ. ૬ વાજતે ગાજતે આવિયા પોતાતણે મુકામ ખુશાલી વાધી સરવને. મુખથી બોલ્યો તે ઠામ. ૭ ફરી લોચન મુજને આપીયાં પરમેશ્વરે બીજી વાર; તે પ્રતાપ મારા પુત્રનો સફળ કરીયો અવતાર. ૮ નેત્ર સમાન બીજું નહી ઘણી ખુશી મુજ મન; હવે ખાઓ પીઓ ખુશી કરો નગર મધ્યે સહુ જન. ૯ એક વર્ષ

જાગી રહી. કોઇ નવ કરે વણજ વેપાર; ખાનપાનને રંગરાગ, કરે સહુ નરને નાર. ૧૦ ધાન્ય ભંડાર ભરાવીયા ગરીબ લોકને ઘેર; ઢોલ મૃદંગ વાગે ઘણુ; આનંદની શી પેર. તાજલમુખ દુઃખી થયો તે ગયો નગર મોઝાર; હવે જાગી ઉઠી ગુલબંકાવળી તેનો કહું વિસ્તાર.

ચોપાઇ—એ વાત તો અહિંથી રહી બંકાવળીની શી ગત થઇ તે પહેરી વસ્ત્ર નિકળી બહાર, આવી હોજ ભર્યા તે ઠાર મુખ પખાળ્યું હેતજ કરી વેણુ છુટી જે સુંદરી, નજર પોતાની હાથ ઉપર ગઇ વીંટી પોતાના કરમાં નહી. મુદ્રિકા કોઇ નરની સહી, અચ-રત વિનતા મનમાં થઇ, આ તે કારણ શું કિરતાર, કોણ પુરૂષ આવ્યો આ ઠાર એકલી ચોકી વિનતાની કરી, કો નર આવ્યો હીમત ધરી; એમ વિચાર કરે મનમાંય, ગઈ નજર તળાવ છે ત્યાંય, તેમાં જુવે તો ફુલજ નહી; ચારે દીશાએ જુવે તહિં, અચરજ સરખું થયું આ ઠામ કોણે કર્યું તસ્કરનુ કામ, તે નરે પીધું અમ્રતનું પાન, નજર નાંખી ગયો તે ઠામ. દેવ દાનવથી નવ અવાય, ઘણી વિમાસણ મનમાં થાય ધન ધન તેની માતાની કુખ જે જન જોઇ ગયો મુજ મુખ નમ જોઇ તેણે મારી કાય મેં નિશ્ચે કર્યું છે આય પુષ્પ પરિમળ તેણે સંગ લિધ, ગયો કામ પોતાનું કરી સિદ્ધ; નખથી તે માથે નીહાળી ગયો, હવે શો ઉમેદ તે નરને રહ્યો. નિદ્રામાં મેં જાણ્યું નહિ; ગયો વીંટી બદલીને કહી અધર નિહાળી ગયો મુજ મુખ. કુચ ઉપર મુકયો હશે હાથ, નિહાળી હશે મારી જાત મત ભંગ કુંવારીનું કર્યું. હવે બીજો ચિતે કેમ ધરૂં માટે તે નર સાથે વરૂં, નહી મળે તો નીશ્ચે મરૂં નર મુજ પ્રાણજીવન આપ; અવર પુરૂષ ભાઇને બાપ માનવની બુદ્ધિ આ ઠાર, તે વિના બીજો કોણ અવતાર, એમ વિચાર્યું પોતે મન એક સહીઅ મરી તેહી તે દન. સરવે આવીને ઉભી તે જાણ. વિચાર કરીને

બોલી વાણુ તમે શું ચાકરી કરી મારી પુલ અહીંથી કોઇ ગયો હરી. તે નરને લાવો નિરધાર. નહીતર મારી નાંખીશ આ ઠાર. અઢાર હજાર રાક્ષસ અધિપતિ, તે સાથે બોલી વિનતી; તમે શું રક્ષા કરી આ ઠામ ખોઇ નાંખ્યું મુજ પિતાનું નામ. બાગનું ફુલ લઇ ગયો સહી, પિતાને શું જવાબ દેશો તહીં માટે શોધી કહો તત્કાળ, લઇ જનાર જોઉં હવાલ એક સહસ્ત્ર પરી શું બોલી વાણુ શોધી લાવો નહીં તો ખોશો પ્રાણ; એ રીતે ધમકાવ્યા સહુ, સહુને રીસ ચઢે છે બહુ.

દોહરો—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કર્યું એ કામ: અપકીર્તી થઇ જગતમાં બોળાયું બાપનું નામ. ૧ ખોળ કરાવી અતી ઘણી મોકલ્યા રાક્ષસ દસ વીશ; પકડી લાવો ચોરને; તેનું છેદીયે શીશ. ૨ હજાર રાક્ષસ દોડીયા, કોઇ ગંગાને પઠવી જાણુ, પહાડ પરવત જંગલ સહી. શોધી વળ્યા નીરવાણ. ૩ ઘણા મુલક શોધી વળ્યા. પણ નવ લાગી ભાળ નીરાશ થઈ સઉ આવીયા: દેખાતા વીકરાળ. ૪ નામ નીશાન જાણ્યું નહી તે કેમ આવે હાથ, નિરાશ થઇ બેઠા સહી રાક્ષસ કેરી સાથ. ૫ ઠામ ઠેકાણું તેનું મળે તો શોધી કહાડીએ ગામ; મારી મહેલમાં લાવીએ, પાછું ફુલ આ ઠામ, ૬ એમ કહીને નીકળ્યા, કોણ પુરૂષ એ સોય, સહુનું મુખ ઉડી ગયું કારણ નવ મળે કોય. ૭ સહસ્ત્ર પરી શોધી વળી, મુલકે મુલક અપાર; થાકીને આવી સહુ, બંકાવળીને ઠાર ૮ કરજોડીને કરી વીનતી જોયા પહાડને વન; વસ્તી જોઇ બીજી ઘણી, શું કહું મુખે વચન. ૯ ગુલબંકાવળીએ વીચારીયું મારે કરવું એ કામ; ભેદ પ્રપંચ કર્યા વીના કેમ પહોંચે એ હામ. ૧૦

ચોપાઈ—માનવ લોક જોઉં સર્વથી, તેની બુદ્ધીનો પાર જ નથી, માટે જોઉં ત્યાંના લોક, તેથી સરશે મનનો શોક. ઉંડી મન વીચાર કરી; ચ.રે દીશામાં પરવરી, ઉત્તર દીશાનો જોયો દેશ,

બદલી કરી પોતાનો વેશ જોતી જોતી તે પાછી ગઇ, તોએ ભાળ તો લાગી નહી.અનેક વેશ પોતાના કરી. નગરી બધી જોતી ફરી પશ્ચિમ દેશ નીહાળે સરવ. નીરાશ થઇ મુકયો મન ગરવ ત્યાં થકી નવ જડી ભાળ પછી દક્ષીણુ ઉતરી તતકાળ. અનેક રૂપ ધારી પ્રકાશ જોયા દેશ આણી ઉલ્લાસ; બાગ બગીચા મહેલ અવાસ; કોઇ સ્થાનક નવ પોહોંચી આશ, વાયુ રૂપ તેને શી વાર લીધો દક્ષીણુ દેશનો પાર નીરાશ થઇ ત્યાંથી પરવરી પૂરવ ભણી તે તો સંચરી બુદ્ધિ પોતાની કરે પ્રકાશ જોવાને લાગી ચોપાસ. ઘણા દેશ જોયા સરવથી તોએ ભાળ કાંઇ જડતી નથી. ત્યારે મનમાં થઇ નીરાશ અરે દઇવ નથી પોંચતી આશ, એમ કહી ચાલે જેટલે. શીરકસ્તાન આવી તેટલે, જોવાને લાગી તે ગામ, ઘણી શોભા છે ઠામે ઠામ, ઘેર ઘેર વાગે ઢોલ મૃદંગ; રાગ આલાપે નવલા રંગ. ખાન પાન થાય અપરંપાર, જોતાં અચરજ પામી નાર; ઘણા મુલક જોયા સરવથી પણુ આવી ખુશાલી કંઇ નથી.

દોહરો—તે નગરમાં સંચરી. ધરી મરદની કાય; પુછવા લાગી લોકને; શો હરખ છે પુર માંય ૧ ઘેર ઘેર રંગ મચી રહ્યો હરખે સહુનાં મન. વસ્ત્ર આભુષણુ સરવે સજ્યાં, શું છે દીવાળીના દન, ૨ એવાં વચન શ્રવણે સુણી બોલ્યા તે પુરના લોક; નિત્ય દીવાળી આ દેશમાં નથી કોઇને મન શોક ૩ અમારાં રાજાનાં નેત્ર ગયાં નથી કાંઇ તેનો ઉપાય. હકીમ એક બોલ્યા અહીં ભરી સભાની માંય. ૪ ગુલબંકાવળી પુષ્પ મળે સહી; અંજન કરે જો રાય, સો વરસનો અંધ હોય, પણુ તરત દેખતો થાય, ૫ એવાં વચન તેનાં સુણી ખોળ કરાવી અપાર, કાંઇ ભાળ લાગી નહી દીલગીર થયો તે રાય; એના પુત્ર છે ચારે પરાક્રમી તેણે કરી સલામ; જં-

ગયે જંગલ તે ભમ્યા. લાવ્યા ફુલ આ ઠામ. અંજન કીધું આંખમાં, થયો દેખતો રાય; ખાંપણ ટળીયું આંખનું આનંદ અંગ ન માંય; ૮ પૃથ્વીપતી ઘણું રીઝ્યો બોલ્યો મુખે બોલ એક વરસ લગી સહુ મેદની, ખાઓ પીવો કરી કલોલ, ૯ ખજાના આપ્યા છે ગરથના, જેને જોઇએ તે ખાય નીત્ય દીવાળી સરવને આનંદ અંગ ન માય એવાં વચન તેનાં સુણી હરખી બંકાવળી મન ધન્ય ધન્ય ભાગ્ય માહરૂં ધન્ય આજનો દન. ૧૧ સફળ જન્મ માહરો થયો મળી નીશાની આ ગામ, ફુલતણો એ તસ્કર સહી મુજને મળીઓ આ ઠામ ૧૨ પ્રસન્ન થઇ મનના વિશે; ગઇ શહેરની બહાર; આગળ જળ છે નદીતણું ઉતરી તેણે ઠાર ૧૩ જળક્રીડા વીનતાએ કરી શુદ્ધ કર્યું શરીર, અદ્‌ભુત રૂપ કર્યું નર તણું જાણે કોઇ બાવન વીર. ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધર્યાં સજ્યા સત્ર શણગાર મરાઠી પાઘ મસ્તક ધરી મુખે રાતાં તંબોળ. ૧૫ રૂપ પ્રકાશ્યું પોતાતણું નરતણી કરી કાય કોઇ દ્રષ્ટે જઇ નવ શકે, ઝબકારે આંખ મીંચાય. ૧૬ કેડે કટારી વાંકડી, શોભે ધનુષ્ય બાણ; શોભાવતી આવી પુર વિશે ચતુરા ચતુરસુજાણ. ૧૭

ચોપાઇ—જોઇ તેને હરખ્યા સહુ લોક જે દેખે તેના શમીયા શોક; ઘણી સુકોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ ઝંખવાય એવું કારસું કીધું રૂપ, જે દેખે તે હરખે ભુપ; નર નામે મુક્યા અંધાર એ કેઇ દેવાંશી અવતાર સ્ત્રી દેખી કામાતુર થાય; ધન ધન એ નરની કાય; શોભા તણું એ છે સુખ, એવું રણીઆમણું શોભે મુખ એને ભાળીને મન ચળે તેની પછળ નરનારી પળે; તે ખબર રાજસભામાં થઇ, તખ્ત પર તે બેઠા તહીં. અરજ બંગીએ કરી સલામ, માંડી વાત કહી તે ઠામ કોઇ પુરૂષ આવ્યો નગરી માંય; તેની શોભા

કહી નવ જાય. જાણે ઈંદ્રાસનનો ભુપ, ધરી આવ્યો માનવનું રૂપ; તેની શોભા કહેવાતી નથી, સમાન કોઇ પૃથ્વીમાં નથી. ઘેલાં કીધાં સઉ નર ને નાર, જોવા મળી સહુ ઠારો ઠાર. એવાં બંગીનાં સુણી વચન, જલદરાયનું હરખ્યું મન. તે પુરૂષને લાવો અહીં, એવી મુખથી વાણી કહી; ઘણું સ્વરૂપ છે રૂડી કાય, જોઇએ તેને લાવો આંય વજીર મોકલ્યો તેને ઠાર માન દઇ લાવો આ વાર; ઉઠ્યો વજીર નામીને શીશ આવ્યો બજાર ભણી તે દીશ; કરી સલામ ને જોડ્યા હાથ પછી. વાત કરી તે સાથ ધન્ય ભાગ્ય ધરતીનું રહી, તમ સરખો નર આવ્યો અહીં; પ્રસન્ન થયું છે બધું ગામ, ભલે પધાર્યા આણે ઠામ. રાજસભામાં ચાલો સહી રાજા મળવા પુછે તહીં મુજને મોકલ્યો તેડવા કાજ સભામાં જ્યાં છે મહારાજ; દીન વચન વજીરનાં સુણી, બંકાવળી તે શું વાણી ભણી. શાને દીલગીર થાઓ છો તમો, ચાલો સભામાં આવું અમો એમ કહીને ચાલ્યા ત્યાંય, વજીર તણી ઝાલીને બાંહ; રાજસભામાં ઉભા જઈ જોતાં ખુશાલી સઉને થઇ રાજાએ દીધું સન્માન મુખવાસ આપ્યાં બીડાં પાન; કોણ દેશ નીકળ્યા શા કામ કોણ જાત ને શું છે નામ, ત્યારે બંકાવળી બોલી તે ઠામ, મધરબ શહેર અમારૂં ગામ; સોદાગર કેરો હું તન, પુષ્પસેન મુજ નામ રતન ઉમેદવાર ચાકરીનો સહી, દાણો પાણી ત્યાં રહેવું જઇ; સુણી વાતને હરખ્યો રાય, મારી પાસે રહો ભાઇ આંય.

દોહરો—જલદરાય એમ બોલીઓ, ભાઇ રહો અમારે ઘેર; મનને ગમતો મહિનો લ્યો, મોજ કરો બહુ પેર. ૧ મારી પાસે બેસી રહો, નવ કરવું હવે કામ; ખાઓ પીઓ સુખ ભોગવો. આવો આંય મુકામ. ૨ એવાં વચન સુણી રાયનાં, બંકાવળી રીઝી મન; રાજસભામાં નિત્ય રહું, કબુલ કર્યું વચન. ૩ ભાળ મળી મને ગામમાં

મળશે મારો ચોર; કીંમત લખીને રહું પુરૂષ થઇ આ ઠોર. ૪ નીશા પડી તેણે સમે, બેઠા સભામાં રાય: ચાર પુત્ર પેલા આવીયા, પીવાને કસુંબાય ચુંબન દઇ ચાંપ્યા રૂદે, બેસાડયા નીજ પાસ: આનંદ અતીશે વાપાયો પામી મન ઉલ્લાસ. ૬ ત્યારે બંકાવળી ઓચરી, શું છે તેમનું નામ; કોણ પુરૂષ એ કોણ નર, કેમ આવ્યા આ ઠામ. ૭ ત્યારે સભા સઉ ઓચરી, એ રાજાજીના તન; ગુલબંકાવળી પુલ લાવીયા, કર્યા દીન લોચન. ૮ એવાં વચન સર્વેનાં સુણી, જોયાં નરનાં મુખ: પરીક્ષા કરી તે નર તણી, પામી મનમાં દુઃખ ૯ મુરખના સરદાર એ બુદ્ધી હીણ અપાર; મુખ જોતાં કીંમત કરી, ક્ષણું માત્ર મોઝાર, ૧૦ એ નર તણો શો આશરો, તે નર બાવન વીર; ધન્ય છે તેની માતને જેણે જોયું મુજ શરીર. ૧૧ તે નર તણા એ ચોર છે, દગો તે સાથે કીધ, પુલ લીધું તે પાસથી, જશ જગતમાં લીધ. ૧૨ ભાળ તેની મળશે અહીં એમ વીચાર્યું મન; પ્રભુજી આશા પુરશે. સમર્થ જગજીવન. ૧૩

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી તાજલમુખની શી ગત થઇ; પુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઇ બેઠો નિરાશ મહેનત મ્હારી મિથ્યા ગઇ કીર્તી જગતમાં તેની થઇ; લાખા આવશે લેઇને વહાણુ, મુંજ વીના તે તજશે પ્રાણુ. બન્ને સ્રીની હત્યા થશે, કેઇ પેરે તે છુટશે; એમ મનમાં કર્યો વિચાર, બોલ્યો ત્યાંથી રાજકુમાર; જે રસ્તે ભાઇ ગયા હતા વહી, તે પગે ચાલ્યો સહી; થોડા દીવસમાં ગયો તે ઠાર; શીરકસ્તાન છે પોતાનું ગામ; જોજન એક રહ્યું છે તેહ ચતુર નરે વિચાર્યું એહ, જો કદાપિ નગરમાં જાઉં તો તો તરણાથી હલકો થાઉં મારી વાત કોઇ માનશે નહી, મુજને મારી નાંખશે સહી. પિતાતણે મન હું તો કાળ નામ સુણતાંમાં મારા બેહાલ મારૂં મ્હોં જોવાના નથી

માટે ત્યાં જાવાનો નથી માટે ત્યાં જાઉં તો ફોક એવો મનમાં ઉપજ્યો શોક. નથી સુઝતો એને એક વીચાર બેઠો જંગલમાં ગુણ ભંડાર; એક તરફ નદીનું નીર એક તરફ ઝાડી ગંભીર બેઠો કર કપાળે દઈ. અબોલા સાંભળી આવી તહી; તેહની કૃપાથી પામ્યો ફુલ, વળી વાળ આપ્યો છે અમુલ કદાપિ સંકટ પડે શરીર, બાળજે ધુપ અગ્નિપર વીર, તરત આવીને કરવાની સહાય. વચન આપ્યું છે મુજ કરમાંય; તેને હું તે સમરૂં આજ, તે વિના નથી સરવાનું કાજ, એવું વીચાર્યું નિજમન; વન્હી પ્રગટ કર્યો તે દીન કહાડયો વાળ નવ લાગી વાર, અગ્નિપર મુકયો તત્કાળ. આંચ લાગી તેને જેટલે, અબોલાએ જાણ્યું એટલે, થયું વિનતાને ત્યાં જાણ મહારાં પુત્ર પુત્રા દુખીયાં નિરવાણ તેણે વાળ મહારો બાળ્યો સહી તેની સુગંધ આવી અહીં, મહારે કરવું તેનું કામ ત્યારે હું બેસું ઠરી ઠામ અઢાર હજાર રાક્ષસ લીધ પોતે પંથ કર્યો સિદ્ધ સુગંધ વાળતી આવી તહિં તે દિશા ભણી વિનતા ગઈ; વાયુરૂપ તેને શી વાર, આવી જયાં બેઠો રાજકુમાર.

દોહરો—અઢાર હજાર સાથે ઉતરી, જયાં બેઠો રાજકુમાર પુત્ર કેમ સમરી મુને, શું છે દુઃખ આ ઠાર ૧ આ જંગલમાં એકલા તજી સ્વજનનું સુખ; કેમ આવ્યા આ વન વિષે ને શું છે મનમાં દુઃખ. ૨ મેમુદા મારી દીકરી, તે તન મન માહરૂં પ્રાણ; તેને મુકી વનમાં ભમો, સાચું બોલો સુજાણ. ૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો માતાજી સઘળું સુખ; વૈભવ નાના પ્રકારના, પણ મોટું છે દુઃખ. ૪ મેં તમને સમર્યાં માવડી, સમજણ ન પડે મુજ; સમરતા માત્રમાં આવીયાં ટાળવા મહારૂં દુઃખ. ૫ હવે આશા પુરો માવડી તો તો ભોગવીશ સુખ; એવાં દીન વચન તેનાં સુણી

દયા આવી ગઇ મુખ. ૬ શું ઇચ્છા છે તાહરે, બોલની સત્ય વચન, માતાજી શું ઓચરૂં બોલતાં કંપે તન. ૬ એ દેવતાને દુર્લભ સહી, તે ક્યાંથી સરે કાજ; અબોલા મુખ ઓચરી તનની મુકી લાજ ૭ જે કાંઇ ઇચ્છા મન વીષે તે લાવી આપીશ રાય; લાજ તજી મુને કહો, તો કામ તમારૂં થાય. ૮ ત્યારે રાજ. કુંવર મુખ બોલીયો ચરણ નામ્યું શીશ; ગુલબંકાવળી જેવો બાગ, કરવો છે આ દિશ ૧૦ તેવો મહેલને તેવાં ચિત્ર; તેવાં ઝાડને હોજ કરી આપો મુને માવડી તો પહોંચે મનના કોડ. ૧૧ અબોલા ત્યાં વિસ્મે થઇ, એ થાય કેમ કામ; મેં બાગ જોયો નથી જોયા નથી મહેલ મુકામ. ૧૩ દીઠા વિના કેમ હું કરૂં મહેલ બેડક ને બાગ; સળંગ પડાવી તમને દાખવું, તે કેમ થાય આ જાગ. ૧૪ દીઠો હોય મેં દ્રષ્ટિએ, તો કરતી તમારૂં કામ; વીશ્વકર્મા તેડાવીને, રચાવત ઉત્તમ ઠામ. ૧૫ માતાજી તમ કૃપા થકી, જોઇ આવ્યો તે બાગ; કહો તો લખી દે-ખાડીએ કાગળમાં સહુ વાત. ૧૬

ચોપાઈ—કાગળ દુરત ત્યાં લીધી સહી. ચીતરવાને બેઠો તહીં જે પ્રમાણે હતું તહીં, પટમાં ઉતારી દાખવ્યું સહિ, હોજ બાગ બગીચા સાર; માંડી કર્યો તેમાં વિસ્તાર તે વારે અબોલા હરખી મન એ પ્રમાણે રચાવું તન, સેના સૌ જે પોતા તણી, તે સંગાથે વાણી ભણી મહેલ રચાવો આણે ઠામ, દઇવ રચના દેવતાઇ કામ વિશ્વકર્માશ તેડીશું ઘેર, સામાન લઇ સહુ આવે પેર; હીરા ઝવેર મોતીને માળ લાવે સ્થંભ માંહે પરવાળ; સોના રૂપાના ઢગલા કરો, તે દિશા ભણી પરવરો, આરસપહાણ લાવો. આ ઠાર, જો જોઇએ તે અપરમપાર. એમ હુકમ રાક્ષસને મળ્યા, દેશ દેશાંતર સહુએ પળ્યા, દેવરૂપ તેને શી વાર લાગે તે

લાવે આ ઠાર; સોનું રૂપુ મોતીને માળ, હીરા ઝવેર મણી પરવાળ; જુદા જુદા ઢગલા કરો, એવો બોલ અબોલાયે કર્યો વળી કહેતામાં દોડયો તે વાર, કરતાં કરતાં કામ ન લાગી વાર. કહ્યા પ્રમાણે કીધું કામ, સન્મુખ આવીને કરી સલામ ત્યારે અબોલા બોલી વાણુ, એક વચન કરો પ્રમાણ; વિશ્વકર્મા આવે અહીં. એવી મુખથી વાણી કહી ત્યારે એક રાક્ષસ ઉઠયો તહીં વીશ્વકર્માને લાવ્યો સહી; તે રાક્ષસ સાથે પંથે પળ્યા, જઇને અબોલાને મળ્યા. વીશ્વકર્માએ કર્યા પ્રણામ શું ફરમાવો મુજને કામ ત્યારે અબોલા બોલી વચન, આ રાજકુંવર છે મારો તન એ કહે તેવો રચાવો બાગ, સરોવર મહેલ કરો આ જાગ માણેક મોતી હીરાને લાલ ઢગલા સરવે દેખાડયા તે ઠાર; ઘટે તેમ લાવશું અમો, જડીત કામ કરોની તમો; એવાં વચન અબોલાનાં સુણી. વિશ્વકર્મા એ વાણી ભણી, મુજને નથી કાંઇ કરતાં વાર નિશાની કરો તે ઠાર; દેવતાનું વરદાન મુજને સહી, એક રાતમાં કરશું અહીં, તે માટે જે વસ્તુ કરવી હોય, નવી નીશાની કરવી સોય; તે પ્રમાણે થાશે કામ, મીનાકારી સુંદર ધામ.

દોહરો—રાજકુંવર મુખ બોલીયો, ગુલબંકાવળી બાગ; તેવી રચના કરવી સહી, હું તો જોઇ આવ્યો તે બાગ. ૧ નકશો ઉતારી આપીઓ, હોજ બાગ અપાર; જે જે વસ્તુ દીઠી તહીં. તેતો ચીત્રી ચોપાસ જ્યાં જેવી શોભા હતી, ત્યાં ત્યાં ભરીયો રંગ; પટમાં સરવે ચીતર્યું આણી મન ઉમંગ. ૩ જગમગ જ્યોત ઝળકી રહી, એવું કર્યું માંહે કામ; પટ સોંપ્યો પોતે કર વિષે, વિશ્વકર્મા જેનું નામ ૪ એ પ્રમાણે તે તો કરે, મહેલ બાગ ને ઝાડ; મનોરથ પોંચ્યા મનતણા, પોતે આવ્યો પાડ. ૫ એ સઘળું નિહાળીને, હરખ્યો પોતે મન; એથી સંધાયું થશે સહુ ધીરજ ધારો રાજન. ૭ એમ કહીને આ-

પીધો, રાજાએ તે ઠામ; નિશાન પાડી તેણે સમે, રચના માંડયું ધામ. ૮ દેવતાનું વરદાન છે તેને શાની વાર; ધારીને જોયું પટમાં, રચના માંડયો ઠામ. ૯ બાગ બગીચા ને વાડીઓ, બારી અટારી માળ· પુષ્પ ઝાડ ને વનસ્પતિ, પટ પ્રમાણે રચ્યો ખ્યાલ. ૧૦ જે મુખથી બોલે સહી, તરત તેવું થાય; ઈંદ્ર તણી રચના રચી એક રાતની માંય જળહળ જોત ઝળકી રહી, જાણે દીપકની જેમ; જણે દીનકર ઉગીઓ, એમ થઇ રહ્યો ઉદ્યોત. ૧૨ રજની વીતી તેને સમે થયું સંપૂર્ણ કામ; અમોલા પાસે ગયા; કીધા દંડ પ્રણામ. ૧૩ પટ પ્રમાણે સહુ કર્યું ફુલ ઝાડ ને ધામ; રજા આપો હવે મુજને, તો જાઉં મહારે ગામ. ૧૫ અમોલા હરખી ઘણી; આપી તેને રજાય; વીશ્વકર્મા ત્યાંથી ગયા, પોતાના પુર માંય.

ચોપાઇ—જોઇ બાગને હરખ્યું મન, રાજકુંવર તેડયો તે દન; તારે કારણ રચાવ્યો બાગ; વઇભવ તું માંડ આ જાગ ઇંદ્રપુરી પૃથ્વી કરી, જાણે સ્વર્ગપુરી આવી ઠરી; તેથી શોભા અદકી હોય, ઉપમા કહી શકે નવ કોય; સાંભળ રાજકુંવર આ ઠાર. તારા ભાગ્યતણો નહી પાર, મૃત્યુલોકના માનવ સહી, કશા લેખામાં ગણીએ નહી તે તારે આધીન થઇ રહી; ફરમાવો તે કરીએ સહી પુત્ર કરીને બોલી રહી, તે વચન પાળું છું અહિં ઘણું વેર માનવ સાથે જાણુ, જોતાં વાર ને લઇએ પ્રાણુ તેને આધીન થઇ રહી લખીત વાત તે મટે નહી, એ સહુ પરમેશ્વરના ખ્યાલ, સુખ ભોગવો મારા બાળ માતાજી પુત્ર તમારો સહિ આશા મારી પુરણ થઇ એમ કહીને નામ્યું શિશ, અમોલા પ્રસન્ન થઇ તે દીશ, માથા ઉપર મુકયો હાથ સુખ ભોગવો મેમુદા સાથ હિરા માણેક ઝવેર અપાર; અર્ધો અર્ધ રહ્યા તે ઠાર સોના રૂપાનો પારજ

નહિ, તે સરવે ભક્ષ્યું છે લેઇ; ભર્યાં અખંડ તેના ભંડાર ખાતાં ખુટે નહિ લગીર, અમોલ્લા ત્યાંથી પરવર્યો લશ્કર લઇને કામે કરી રાજકુંવરને હરખ અપાર; ઘણી રચના જોઇ તે ઠાર ગુલબંકાવલીથી બમણું કામ, તેવી રચના ઠામે ઠામ હવે ભાળ લાખીની જાણુ આજ કાલમાં આવશે વહાણુ; દરિયા કિનારે ગયો સામો તે રાજકુમાર; નજીક ઝાડ આવ્યું જેટલે લાખીએ નીરાખ્યો તેટલે સ્વામી મળવાને આવ્યા સહિ ઘણી ખુશાલી મનમાં થઇ. મછવો મુકયો તેણીવાર. તે ઉપર બેઠી તે નાર, રાજકુંવરની આવી પાસ, પોહોંચી મનડા કેરી આશ; ચાકર નોકર ને સઘળી દાસ. ઉતર્યાં સઘળાં પોતાને અવાસ માલમતા ઉતારી લીધ; પછી વહાણને વિદાય કીધ; મોજ કરે તે રાજકુંમાર. જોઇ રચના ઘણું હરખી નાર.

દોહરો—બન્ને નારી આનંદમાં, સજ્યા સોળ શણુગાર; હાસ્યવિનોદ કરે સહી; શોભાનો નહી પાર. ૧ દાસ દાસી ઘરમાં ઘણી ફરે છે બાગ મોઝાર; એક ચાકર ઘરમાંથી નિકળ્યો, ગયો જંગલ બહાર. ૨ અર્ધો કોશ ચાલી ગયો; દીઠા માણુસ વીસ; નજર પડયો તેહને કાષ્ટ લઇ તે દીશ. ૩ રાજાનો ચાકર બોલીયો તમે કોણુ માણુસ સાર: કાષ્ટ કર્યાં જઇ વેચશો કોના નગર મોઝાર. ૪ ત્યારે સરવે બોલીયા, શીરંકસ્તાન અમારો મુકામ પેટને અરથે નીકળ્યા. વેચીશું તે ઠામ. ૫ તે વારે નર બોલીઓ ચાલો અમારે શહેર કાષ્ટ વેચાશે તમ તણું. દામ મળે બહુ પેર. ૬ તે વાર સહુ બોલીયાં અહીં તો નથી કોઇ ગામ વેરાન જંગલ તો સહી, નથી વસ્તીનું નામ ૭ તે નર કહે વસ્તી સહી, અર્ધો કોસ છે ગામ જુઠું શીદ બોલું અમો, નથી મળવાના દામ. ૮ બમણા પૈસા લાગશે, તમો આવોને મુજ સાથ, એ વેચીને આઓ વાણીયા, લેજો પૈસા હાથ. ૯ સહુ જન સાથે મળી

આવ્યા તેણે ઠામ. તેની શોભા કહેવાતી નથી શોભા નૌતમ તે ગામ. ૧૦ અચરત થયા સહુ મન વીષે, આતે શું કહેવાય હવે દીઠા માણસ આવતા, ત્યારે મનનો સંદેહ જાય, ૧૧ એમ વાત કરતાં આવીઓ; રાજાજી મુકામ. હકીકત સર્વે કહી ધર્યા કાઇ લઇ ધામ. ૧૨ ગરીબ લોક અમે સહી આપો મનગમતા કામ; એવું કહી છાના રહ્યા, હવે રાજા શું કરે કામ. ૧૩

ચોપાઇ—એવાં વચન સેવકનાં સુણી, થયો ખુશી નગરનો ધણી સો સો મહોર આપી તેણીવાર ગરીબ જાણી કર્યો ઉપકાર. મુખ થકી તેણે વાણી કહી; તમને ગમે તો રહોને અહીં; ખાઓ પીઓ કરો ઉર કાજ, જે જોઇએ તે લોને આજ એવાં સુણી રાજાનાં વચન, ખુશી થયા સૌ કોનાં મન; છઇયાં છોકરાં લાવીને રહ્યા કુંવર રાખે સૌ પર મયા. કોઇને મનાઈ રાજની નહી. આવે તે વસે છે તહીં પગ મેલવાનો નથી કાંઇ ઠામ. એમ લોક મળ્યા તે ગામ શીર-કસ્તાન તે ભાગ્યું સહી લોક ઉચાળા લાવ્યા તહિ; કોટવાળ કરે નગરની રખવાળ; તેને કાને પડયો સવાલ વજીરને તેણે જઇ કહ્યું મહા ઉત્પાત નગરમાં થયું રઇયત બધી ઉચળી ગઇ, અડધી નગરી ખાલી થઇ અમારૂં શહેર તજીને જાય ત્યારે બોલ્યા પછી મુખ રાય, વજીરને આવી આશ, કહેવા લાગ્યો બેસી પાસ; બોલ્યા પછી મુખે સરવથી; એ વાત મનાતી નથી; બાર ગાઉ ઉપર ઝાડી અપાર, વાઘ વરૂ ઘણાં તે ઠાર; ત્યાં વસાવ્યું ગામ, દેવ રાક્ષસ દેવતાઇ કામ એ તો અચરત સરખું અહીં, જાઓ તમો જોવાને રહી ત્યારે કોટ-વાળે વાણી કહી. નગર તમારૂં અંધેર છે સહી કશી ખબર તમો રાખતા નથી, શહેર ઉજડ થશે સર્વથી.

દોહરો—કોટવાળ કહે વજીરને, તે ઉપર કહું દ્રષ્ટાંત, મહા

ગત છે અવનવી ભાગો મનની ભ્રાંત. ૧ ઉત્તર દીશાનો રાજવી, સલવારી અપાર; એકાશી રાણી ઘર વિષે રૂપ તણો અંબાર. ૨ એક વનિતાનું ભરીયું ભાગ્ય; ઉદર ગરભ તેને વાધીઓ, તે વિનતાને જોગ. ૩ પટરાણી તેને કરી, પામી ઘણું એક માન. પુરે માસે પ્રાણી અવતર્યું સંમાન. ૪ પુત્રી તેને અવતરી હરખ્યો રાજા મન; વાંઝીયા બાર ઉઘાડીયું ધન્ય આજનો દન. ૫ રમાડે રાજા તેડી કરી, આણે અદકુ હેત પ્રીતી અંતરમાં ધરી, તન મન ધન સમેત. ૬ ઘણા દિવસ એમ કહી ગયા, ફરી ગરભવંતી થઇ નાર, તેને પણ પુત્રી અવતરી, રાજાને દરબાર. ૮ એમ કરતાં પુત્રી છ થઇ સાતમું ઓધાન છે નાર; રાજા મુખથી બોલીયો. ક્રોધ કરી તે ઠાર ૯ કદાપી પુત્રી આવશે; દઇશ ઝાઝાં અપમાન; ક્ષણ એકમાં મારૂ સહી. તતક્ષણ કરીશ હાણ. પુત્ર આવશે જો કદી તો ન્યાય કરીશ એ નાર; તેને આધીન થઇને રહું. એમ બોલ્યા રાજા તે વાર ૧૧ એમ કહીને પરવર્યા. રાજસભામાં રાય: રાણી દુ:ખ ધરે ઘણું કહેતાં કહ્યું નવ જાય ૧૨ લખીત વાત થશે સહી. એ નથી કોઇને હાથ; પ્રભુને ગમતું થશે એમ વિચારીયું મન સાથ ૧૩ નવ માસ પુરા થયા, તો પણ આવી કન્યાય; પુત્રની બુમ પાડી સહી, દાઇના ચાંપ્યા પાય. ૧૪ જીવ જીવતદાન કારણે, જુઠું બોલી તે નાર, ત્યાર પછી શું નીપજ્યું તે માંડી કહું વિસ્તાર. ૧૫ રાણી મનસુબો કરે, તેનો કહું વિસ્તાર, એમાંથી શું નીપજે તે કહું આણે ઠાર.

ચોપાઇ—રાણી દઇ મનસુબો કરે, પુત્ર તણી વાણી ઓચરે વધામણી મોકલી રાજાને પાસ આવી દોડતી સભામાં દાસ. રાણીજીએ જનમ્યો પુત્ર. રાજાજી વાધ્યું ઘર સુત્ર; એવાં દાસીનાં સુણી વચન, રાજાનું હરખ્યું મન વહેંચ્યાં ગોળ ધાણા પાન, જાચક જનને

દીધાં માન; ધવળમંગળ ગીત ગવાય આનંદ સહુને અંગ ન માય, રાણીએ જોશી તેડયો તે જાગ. કરજોડીને લાગ્યા પાગ, ધર્મતણા પીતા છો તમો, જીવતદાન બક્ષોને અમો. રાજાજીએ કહીતી વાત, આવશે પુત્રી તો કરશું ઘાત, સહુ પરમેશ્વર કેરો ખ્યાલ, સાતમી પણ જનમી છે બાળ, મારી નાખે મુને સરવથી, વચન પોતાનું લોપતા નથી, માટે જાડી બોલું છું વાત, છે પુત્રી પુત્ર કહેવો સાક્ષાત એમ કરી બચાવી છે ધાન. તમ આગળ કહી સાચી વાત, તમારે પાળે મુજ શીશ, કહું તે કરો આ દીશ; રાજસભામાં જાશો ગુણવાન, રાજા પુછે કરી સન્માન, કરાવશે જન્મોતરી તમ પાસ. જન્મોત્રી આણી પુછે ઉલ્લાસ કરજો વખાણ અપરપાર, પછી વહેમ મુકજો તે ઠાર. બાર વરસ સુધી જોવું ના મુખ તો રાજાને થાશે સુખ હમણાં મુખ જોશો સહી તો ઘાત થવાની એહીં ગમમાં એકની થાશે ઘાત. એટલી કહેજો મુખથી વાત માટે જીવતદાન અમને આપ જોશી પ્રસન્ન થયો તે ઠાર ત્યાર પછી રાજસભામાં ગયા રાજા ઉઠીને ઉભા થયા પુજા કરીને લાગ્યા પાય; ભલે પધાર્યા સભાની માંય જન્મ અક્ષર કરોને અહીં એવી વાણી રાજાએ કહી સભા સહુ સાંભળે આ ઠાર. પછી મનથી કર્યો વિચાર સકળગુણ સંપૂર્ણ થશે ચૌદ વિદ્યા જશ ઝાઝો હશે બત્રીસ લક્ષણો થાશે વીર ધનુષ્ય વિદ્યામાં થાશે ધીર દશા રાહુમાં જન્મ્યો બાળ. તેનું ફળ સુણો તાત કાલ રાહુનું ફળ એવું છે સહી બાર વરસ લગી મુખ જોવું નહીં કદાપી મુખ જોશો સહી તો તો વિઘ્ન થાશે અહીં.

દોહરો—બાર વરસ જતાં જાશે ઉતરી દોષ, પછી પુત્ર સુખભોગવો એવો જોશીએ જોયો જોષ, ૧ સ્ત્રી હત્યા કરે પુત્રની તેની કરશે ઘાત રાજા વચન લોપે નહિ માટે એમ સમજાવી વાત; ૨ વચન શીષ

આ અશ્વ સુદ્ધાં તુને ખાઉં પેટ ભરીને મારગ જાઉં; એવાં વચન રાક્ષસનાં સુણી, વીનતાએ વાણી ઓચરી વચન બોલ્યા તે ખાળો તમો મરવા આવ્યો છું જી અમો; માટે કરડી ખાઓ હાડ હું તો માનું તમારો પાડ એવા બોલ વીનતાએ કહ્યા રાક્ષસને મન આવી દયા; મરવા ઉપરે રાજી મન, શા દુઃખે મરો રાજન તે વીસ્તારીને કહો અહીં, ત્યાર પછી ખાવાનો સહી; કોઇને મરવું વહાલું નથી કેમ મરવા આવ્યો સરવથી; સાચી વાત જો નવ કહે મને તો ઇ-શ્વરની આણ છે તુને; ત્યારે વીનતા બોલી તે ત્યાંય, કરજોડીને લાગી પાય મારા દુઃખ તણો નહી પાર, સંક્ષેપે કહું વીસ્તાર હું તો રાજાની છું દીકરી, મુજ માતાએ ચોરી કરી; પુત્ર તણું તેણે લીધું નામ, રાજા સભામાં હરખ્યો તે ઠામ; પુરૂષનો વેષ રાખીને સહી, કોઇએ વાત તો જાણી નહી; એમ કરતાં વરસ થયાં તે બાર, માગું આવ્યું સભા મોઝાર; ખાંડું મોકલ્યું તેણીવાર, વરી મુજને ત્યાં સુંદર નાર. એ અંધેર મુજ માતાએ કર્યું, તમ આગળ સાચુ ઓચરૂં; પરણી વીનતા આવશે ઘેર ત્યારે શી થાશે મારી પેર; પ્રફુલીત થાશે મારી કાય, તે કેમ રાખી મુજથી જાય; મોટી એબ લાગી છે શીષ, માટે ધસી આવી આ દીશ. હાંશી થાશે અપરં-મપાર શું મુખ દેખાડું સંસાર, માટે મરવા આવી જાણ ઇશ્વર-આણ સાચી વાણ. એવાં વચન અબળાનાં સુણી દયા આવી તેને મન ઘણી; દઇને રૂપ તપેશ્વરીનું કરયું, અબળા સાથે એમ ઓચ-રયું; એક વાત સાંભળજો તમો, સત્ય વચન બોલું છું અમો.

દોહરો—તપેશ્વરી પછે બોલીયો, વીનતાને સુણજે કાન બેસ. મારી પાસે સહી સાંભળ કહું તે વાણ. ૧ મહારા તપના જોરથી પુરૂષ પાણું તુને દઉં; મોજ કરો જઇ માનની, જીવતદાન તો દેઉં. ૨ સરત આપણે એટલી, એક આવે તુજ તન; પાછું આપો તે મુને,

પાળજો સત્ય વચન. ૩ ઉપકાર હું તુજને કરૂં, પરમારથનું પુણ્ય; હું તપેશ્વરીનું તપ કરૂં, મારે કાંઇ નથી તેની તુલ્ય ૪ સીખામણ તુજને કહી, તે રાખજો ચીત્ત મોઝાર; વચન એ પાળજો તમો. તે સાંભળજો આ ઠાર ૫ તો એ અરસપરસ કરૂં, મારી વીદ્યાનો પ્રતાપ; કામ થયા પછી આવજો, નહી તો દઇશ શરાપ ૬ પ્રતીજ્ઞા કરો વાતમાં તો હું આપું જાણ; બીજું કોઇ જાણે નહી, એમ સીધ બોલ્યો વાણ. ૭ ત્યારે રાજકન્યા ચરણે નમી, ધણી પ્રતીજ્ઞા કીધ; ધણા સમ મુખે ઓચરી, સત્ય તે વચન દીધ. ૮ સુરજ ચંદ્ર બે સાખીયા, સાક્ષી રાખ્યા શ્રીરામ, એક પુત્ર થયા પછે, પાછું આપું આ ઠામ. ૯ ત્યારે તપેશ્વરી રીઝીયો, ધરયું પ્રભુનું ધ્યાન; આશા પુરૂં એ નારની હું કરૂં પરમારથ કામ ૧૦ મારા તપના જોરથી, સફળ થાજો એનો અરથ; એનું સ્ત્રીપણું મુજને આવજો, એ થાજો પુરૂષ તરત. ૧૧ આશા પુરૂં એહની જયાં સુધી થાય ફરજન સત્ય સમર્પું તે ઘડી, કર વીષે તે દીન ૧૨ ઉગ્રતપ ઘણું કર્યું પુણ્યતણો પ્રતાપ; અરસપરસ ત્યાં થઇ ગયું, અન્યોઅન્ય એ આપ. ૧૩ નારી ફીટી નર થયો, ચરણે નામ્યું શીષ સીદ્ધ કામ કરી આવજો એમ સીધ્ધે દીધી આશીશ, ૧૪ ત્યાં થકી તે ચાલીઓ પાછો ગયો પીતા અવાસ. પોતાની નારી તેડી સહી. કર્યો ભોગ વીલાસ. ૧૫ વરસ બાર એમ વહી ગયાં, થઇ ગર્ભવંતી તે નાર; પુત્ર તેને એક અવતર્યો સુંદર રાજકુમાર. ૧૬ પછી તે રાજાએ વીચારીયું પાળું મારૂં વચન; આશા મારી પૂર્ણ થઇ જાઉં સીદ્ધ ભોવન. ૧૭ સત્ય વચન પાળું સહી જાઉં સીદ્ધની પાસ; આપું પાછું એહને. પ્રભુએ પુરી આશ, ૧૮

ચોપાઇ—હવે એ વાત અહીંથી રહી, સીદ્ધ પુરૂષે શું કીધું

તહી, જપ તપ સહુ તેનું ગયું, તેની પાસે કાંઇ નવ રહ્યું. બુદ્ધિ ભ્રષ્ટ તે બેળા થઇ. ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ; હવે હું વેશી વાપીઓ કામ વેહે વ્યાકુળ થયો તે ઠામ. તે મુકી નવ જાણે રહ્યું. તપ ધ્યાન સહુ તેનું ગયું. મહોન્મત થઇ વનમાં ભમે કોઇ પુરૂષ મળ્યો તે સમે. તેની સાથે માંડયું ઘર સુત્ર. સ્વામી કરીને રાખ્યો ભુપ; હાસ્ય વીનોદ કરે તે કાર. એમ ત્રણ વરસ ગયાં તે વાર. તે સીદ્ધને બાળક ત્રણ થયાં. બે પુત્ર એક પુત્રી કહ્યાં ચોથી વળી ઉદર ગર્ભવાસ; એટલે કુંવર આવ્યો તે પાસ; જઇ કરીને લાગ્યો પાય દીન વચન બોલ્યે તો જાય; મહારાજ એક થયો બાળ પાછો આ-પવા આવ્યો તત્કાળ. સત્ય વચન મહારૂં મીથ્યા થાય માટે આપવા આવ્યો આંખ તમારૂં તમને મુબારક સહી; ઉપકાર કોઇનો ભુલીએ નહી; રાજકુમાર એમ બોલ્યો વાણ. સાંભળ રાજા ચતુરસુજાણ કહાપી કરીએ ઉપકાર. પાછો નવ લઇએ લગાર વગર વીચાર્યું કર્યું છે કામ. માટે ફળ ભોગવું આ ઠામ; મેં કર્યું તેવું કરશો નહી કરશો તો દુઃખ પામશો સહી; આ પરવશ થઇ છે મારી કાય મેં તો નર ભોગવ્યા છે આય, ત્રણ બાળક રમે છે બહાર, ચોથું મુજ ગર્ભ મોજાર, પાછું લઇને હું શું કરૂં, ફાટયું પેટ તે ક્યાં જઇ ઠરૂં; માટે મેં તો આપ્યું તને તેં આપ્યું તે બક્ષ્યું મને એમ કહીને આપી રજાય, રાજકુંવર ત્યાંથી પંથે પળાય. સજન સહોદર મળીયા તહી. એ વાત કોઇએ જાણી નહી; અકળ ગતી પ્રભુની સહી, તેની માયાનો પારજ નહી, નાર હતી તે તો નર થઇ; નર હતો તે નારી થઇ; એ વાત તો પુરી થઇ, ફેટવાળે વણઝરને કહી માટે શહેરની તપાસજ લે જઇ શહેર રાજાને કહે; તેવી સાથા રચી આ કામ. [illegible] શહેર તે ઉત્તમ ગામ, [illegible] સાથે રહ્યા ત્યાં

જાઇ, એ વાતમાં સંદેહ નહી; તે રીતે બાહેર તમારૂં જશે, માટે તમે રહેજો ચોકસે પરમેશ્વરે રચ્યો છે ખેલ, એ આગળ ઉલાસન સહેલ; ત્યારે વજીરનું રીઝયું મન કોટવાળ સાથે બોલ્યો વચન, તમે નજરે જોઇ આવો અહીં, પછી પકડી ખબર કહાડોને સહી; પછે કરોને રાજાને જાણ એવું વજીર બોલ્યો વાણ.

દોહરો—કોટવાળ ત્યાંથી ઉઠીયો, થયો ઘોડેસ્વાર; છડી અસ્વારીએ પરવર્યો, જોવાને તે ઠાર દીઠી રચના દુરથી જાણે સુરજના વા; જાણે દીનકર ઉગીયો, એવી જોત પ્રકાશ ૨ જોતાં ભુખ ભાગી ગઇ, ધન ધન આંહીના લોક; ધન નગરના અધીપતી સમર્યા સુધ્રણા શોક, ૩ લોકે જઇ કહ્યું રાયને, કોટવાળ આવ્યો આ ઠામ; જે હુકમ હોય તે કીજીએ, વચન કરીએ પ્રમાણ. ૪ બેસાડો રત્ન મહેલમા આજ્ઞા કરો જઇ ત્યાંય; એવાં વચન રાજાનાં સુણી કોટવાળની પકડી બાંહ્ય. ૫ રત્નમહેલમાં લઇ ગયા, મુખ આગળ મેલ્યાં પાન, રક્તમણી સુવર્ણમાં જડી. જાણે શોભ્યા કોટીએ ભાણ, કોટવાળથી કહેવાતું નથી, ચીતભ્રમ થયા તત્કાળ; જળાહળ જોત ઝળકી રહી. થઇ રહ્યું ઝાકઝમાળ, ૭ ફુવારા છુટે અત્તર ગુલાબના બીજી શોભાનો નહી પાર, સુગંધી નાના પ્રકારની કહેતાં ન આવે પાર, ૮ રાજકુંવર ત્યાં આવીયા. જાણે ઈંદરપુરીનો રાય, કોટવાળ ઉઠી ચરણે નમ્યો કરજોડી બેઉ ત્યાંય, ૯ કુંવર પ્રત્યે મુખ બોલીયો સીરકસ્તાન અમારૂં ગામ; ત્યાં સત્યવાદી રાજા વસે જયદંભ તેનું નામ ૧૦ તેણે મોકલીયો મને કહેવાને એક વાત રીસ ન કરશો મુજ ઉપરે, તે માંડીને કહું ખ્યાત ૧૧ કણા પ્રમાણે હું કરૂં જોડીને બે હાથ; ત્યારે રાજકુંવર બોલીયો. સાચી કહોને વાત ૧૨ શું કહાવ્યું છે રાયજી શી છે એમાં રીસ જે કહેવડાવ્યું તે તમે કહો, કરતા હરના જગદીશ.

ચોપાઈ—ત્યારે કોટવાળે જોડયા બે હાથ બોલ્યા રાજકુંવરની સાથ; તમો છો દેવાંસી અવતાર, એમ દેવ રચના દીઠી આ ઠાર, કોણ જાતને શું છે નામ, કેમ વસીયા છો આણે ઠામ; શહેર અમારૂં ઉજડ થયું. અહીં આવીને વસીયા સહુ; એક મ્યાનમાં બે તલવાર, કેમ રહેશે તે કરો વીચાર; અહીં શહેર સમીપ વસીયા તમો, કઈ પેરે કરશુંજી અમો, જુદ્ધ કરવું હોય જો મન. તો તૈયાર છે મારો રાજન; દગો કરવા આવ્યા ઠામ એ વાતમાં રાજી નહી રામ; એ વાતનો પ્રતી ઉત્તર દીજીએ, પછે પંથ અમારો લીજીએ ઇશવર આણુ એ વેળા સહી, સાચી વાત જો કહો નહી. લશ્કર નથી મુજ પાસે સર્વથી, મારે વઢવું કો સાથે નથી. નથી જોઇતું કોઈનું રાજ; નથી લઢવાનું મારે કાજ, નથી તમ સાથે મારે વેર, હું તો બેઠો છું મારે ઘેર, બેઠા ધ્યાન ઇશવરનું ધરૂં સત્ય વચન સાચું ઓચરૂં; સત્ય વચન પાળું પાંસગે, સુખે રાજ તમારૂં કરો; ત્યારે હરખ્યો કોટવાળ મન માગે શીખ ઉઠયો તે દન ગયો પાછો પોતાને ગામ. વજીરને મળ્યો તે ઠામ. વાત વીસ્તારી સહુને કહી જે જે વાત તે સાથે થઇ સરોવરને સઘળું ગામ. ઈંદ્ર સરખો રાજા તે ઠામ મને ઘણી આગરૂ આપી સહી. સંતોષીને મોકલ્યો તહીં. ત્યારે વજીર થયો નીરાશ આવ્યો તે રાજાની પાસ. દંડવત કરીને નમાવ્યું શીષ. પછે મુખ બોલ્યા તે દીશ; આપણા શહેરથી ત્રણ જોજન ઘણી ઝાડી ભયાનક વન; ત્યાંતો વસાવ્યું કોઇએ શહેર દેવ ધામ દેવતાઇ મહેલ, ઇંદ્રાસનથી શોભા બહુ શું મુખે વીસ્તારી કહું આપણા લોક વસ્યા ત્યાં જાઇ, અર્ધી નગરી ખાલી થઇ કોટવાળને મોકલ્યો જાગ, જઇને જોઇ આવ્યા બાગ, પુછી વાતને લાવ્યો પાર, તે પણ વાત કહું આ ઠાર, ઘણું રૂપને શોભા શીલ છે કાઇ પરમેશ્વરનો બાલ; કહે કાંઇ કરતો નથી, સુખે રાજ કરો સર્વથી.

દોહરો—સુણી વચન વજીરનાં અચરત પામ્યો રાય; સભા સહુ વીસ્મય થઇ, એ કારણ શું કહેવાય, ૧ આપણા શહેરને પાદરે કોણે વસાવ્યું ગામ એવો બે માથાનો કોણ છે, એમ રાજા બોલ્યો તે ઠામ ૨ કોઇ સાચું જુઠું કહે; બેઠા સભાના લોક રાજાને મન નીશ્ચે થયું. પ્રગટયો મનમાં શોક. ૪ વજીર વચન મીથ્યા નહી નીશ્ચે સાચી વાત; રાજા ચીંતાતુર થયો, કઇ પેરે ભાગું ભ્રાંત. ૪ માનવ તણો નહી આશરો, કોઇ દેવદાનવનું કામ; દેવ રચના તેને રચી, કીધાં નૌતમ ધામ. ૫ કદાપી હું ત્યાં પરવરૂં, મળવા કારણ રાય; કેદ કરી રાખે કદી, તો ખ્વાની થાય પુરમાંય ૬ એમ વીચારી મન વીશે વજીરશું બોલ્યા વાણ; તમો ચર્ચા જુવો સહી, તમે જાને ચતુર સુજાણ ૭ એ દેવ દાનવ કે માનવી હ્યોને જઇને પેર, દેવ રચના કોણે રચી, તે છે કારણ ઘેર. ૮ માટે તમે ત્યાં પરવરો. જુઓ ચતુરાઇ ચાલ; કપટી હોય તો પાછા આવજો, નહીતર કરજો વહાલ. ૯ મીત્રાઇ તે શું કીજીએ, કોઇ હોય ચતુર સુજાણ, કપટી હોય તો યુદ્ધ કીજીએ. એમ બોલ્યા વાણ. ૧૦ એવાં વચન સુણી રાયનાં ઉઠયો વજીર તેણીવાર; ચડી અસ્વારી પરવર્યો જ્યાં સ્વર્ગપુરી તે ઠાર. ૧૧ દીઠી રચના દુરથી ઉદેકાર ઉદ્યોત. પુર વીષે તે પરવર્યો જુએ દીપકની જ્યોત. ૧૨ બાગ બગીચાને વનસ્પતી મહેલ અટારી આવાસ; સુવર્ણમાં મણી જડયાં, ઝગકી રહ્યા ચોપાસ. ૧૩ જોતા જોતા આવીયો, જ્યાં મોટા દરબાર; દીઠો વજીરને આ-વતાં, શોભાનો નહી પાર. ૧૪ અરજ કરી જ્યાં રાયને વજીર આવ્યો આ ઠામ; શીરકસ્તનના રાયનો એમ કહીને કરી સલામ.

ચોપાઇ—એવાં રાજકુંવરે સુણી વચન, પ્રસન્ન થઇ બોલ્યો તે: કન મોતીબાગમાં બેસાડો જાઇ, હું મળવાને આવું તહી આગતા

સ્વાગતા કરો અપાર. પાન ફુલ મુકો આ ઠામ; એવાં વચન સેવકનાં સુણી: ગયો સામો વજીરની ભરી કરજોડીને કર્યો જુહાર. બેસાડયો મોતી બાગ મોઝાર. પાન ફુલ મુકયાં છે પાસ સુગંધી વ્યાપી ચોપાસ અત્તરનો હોજ ભર્યો છે તહીં ફુવારા જારી કીધા છે સહી; વજીર જોઇને દીગ્મુઢ થયો; શોભા જોતાં અચરત થયો. ઠામે ઠામ મોતીની ઝુલ એક મોતીનું નવ થાએ મુલ, એવાં કોટી મોતી ચોપાસ દેવ રચના દેવતાઇ વાસ, માનવ કેરૂં નથી કામ શીવ વિષ્ણુ કે બ્રહ્માનું કામ. એમ વીચાર કરે જેટલે રાજકુંવર આવ્યો તેટલે વજીર ઉઠીને લાગ્યો પાય, નીશ્ચય દેવતા એ કહેવાય, એવું રઢીયાળું દીઠું રૂપ ઈંદ્રસરીખો દીઠો ભુપ ત્યારે વજીર કરજોડી રહ્યો રાજકુંવરે બોલજ કહ્યો, કોણ દેશ ને શું છે નામ, શા અર્થે આવ્યા આ ઠામ. ત્યારે વજીરે કરી વીનંતી, શીરકરસ્તાનનો પૃથ્વીપતી, જલદમંગ રાજાનું નામ, તેનો મોકલ્યો આવ્યો આ ઠામ. વજીર તેના છીએ અમો. અરજ એક સાંભળો તમો; આ દેવ રચના દેવતાઇ મહેલ. એ આગળ ઈંદ્રાસન સહેલ. છો તમો ઈંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ; અમારા ગમની પાદર સહી નૌતમ રચના કરી અહિં; જોએ અનેક મન માને સહી; માટે અમને મોકલ્યા છે અહીં કીરપા તમારી હશે સહી, તો તે નગર વસવાનું અહિ; નહી તો કોઇ માણસની થાશે હાણ, વીપરીત સાચી નીર્વાણ કૃપાદ્રષ્ટી તમારી, તો રાજા મળવા આવે સોય. એવાં વચન વજીરનાં વહ્યાં રાજકુંવરે બોલજ કહ્યા, તમારા રાજાને કહેજો સુખ શાને તમે ધરો છો દુઃખ બંધુ ભોગવી તમારૂં રાજ, શાને મનમાં કરો છો લાજ. ચિંતા ફીકર કાંઇ કરવી નહિં, સુખે રાજ ભોગાવો અહીં; મળવા આવો સુખે તમો એ વાતમાં રાજી છું અમો ત્યારે કરી

વીનતી આઠમને દિવસે અધિપતી; એમ કહીને મંદીર જાય પાછો આવ્યો જ્યાં છે સાથ.

દોહરો—વીદાય કરી વજીરને પોતે ગયો વિનતા પાસ; હસી વચન મુખ બોલીયો આજ પહોંચી મનની આશ. ૧ મુજ પીતા મળવા આવશે, જોઇશું અન્યો અન્ય મુખ; વીજોગના સંજોગ થશે થશે માંહોમાંહે સુખ ૨ ઓશીગણ થાઉં તાતને, સેવા કરૂં આ વાર; આગરતાસ્વાગતા હું કરૂં તો પામીશ જગત સંસાર. ૩ ત્યારે મેમુદા ઓચરી, સમરો અમોલા માત; જે જોઇએ તે આપશે થાઓ ઓશીગણ તાત. ૪ આવાં વચન સુણી નારનાં ધુપે વાગ લઇ નામ; તરત ખબર તેને થઈ, આવી પહોંચી તે ઠામ ૫ મેમુદા લાખી એ સુંદરી, ત્રીજો રાજકુંવર; હાસ્યવિનોદ કરે સહી, આવી પોતે તે ઠાર મેમુદા ચરણે નમી, લાખી નમી તે સાથ, રાજકુંવર ચરણે નમ્યો, નમ્યો જોડી કરી બે હાથ. ૭ અમોલા રીઝી ઘણી જોડી નરનારીની જોડ; ઘણી પ્રસન્ન મનમાં થઇ, પહોંચ્યા મનના કોડ ૮ આ કોણ બીજી પ્રેમદા, કુંવર કહે મુજ નાર; તે પણ જોઇ રીઝી ઘણું, પ્રસન્ન થઇ ને કાર. ૯ ખોળામાં બેસાડીયાં નર નારી બેઉ સાથ; હસી વચન મુખ ઓચરી, માથે ફેરવ્યો હાથ, ૧૦ કેમ સમરી મુજને તમે કેમ બાલ્યો મુજ વાળ; શી ઇચ્છા છે મન વીષે તે માગી લ્યો તત્કાળ. ૧૧ માતાજી આપો તમે, તે કોઇથી નવ અપાય; સ્વર્ગનાં સુખ ભોગવાએ અર્કાં, તે તમતણો મહીમાય. ૧૨ આ મેમુદા તમારી દીકરી, તેને મળવાનું થયું મન; સમરણ માત્રમાં આવ્યાં તમો, ધન્ય ધન્ય આજનો દન. ૧૩ માતાજી એક બીજી વીનતી, માતપીતા છે જેહ. તે જોવા આવે છે આગને, તેથી આનંદ વરસ્યો મેહ. ૧૪ ઘણે વર્ષે જોઇશું અમો માત

પીતાનુ મુખ વીજોગના સંજોગ થશે, જોઇશું અન્યો અન્ય મુખ. ૧૫ એવી આજ્ઞા શું કરૂં; તો થાય જગમાં નામ; અમોલા કહે ઇચ્છા હોય તે, આપું આજે ઠામ. ૧૬

ચોપાઇ—માતાજી મળવા આવે પીતાય, તેને ઓશીગણુ થાશું આંય; બાર કોશ અહીંયાથી ગામ, રચના કરવી બહાર મુકામ એકેક કોશને છેટે સાર, તંબુ તણાયો ઝાકઝમાળ રંગ બે-રંગી જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વીખ્યાત બીછાનાં રંગબેરંગી સહી કીનખાબ મખમલ સીવાય નહી; તે બાર કોશ લગી જાણું, તે ઉપર ચાલી આવે રાજન માન આપું મુજ તાતને. છું ઉમે-દવાર મળવા તાતને. અમોલા ત્યારે હરખ્યાં મન, રાક્ષસને રજા આપી તે દન; જરી તણા તંબુ જઇ કરો, એકે ગાઉને છેટે ધરો, કીનખાબ મખમલનાં સાર; જમીન ઉપર પાથરો નીરધાર; તુસુ જગા કાંઇ ખાલી નહી. જુઓ કરો તે વેગે જઇ; એવાં અમોલાનાં સુણી વચન. સજ થયા સહુ રાક્ષસ જન. કરી દેવતાઇ માયા તે વાર ધારી વસ્તુ કરો તે ઠાર, દેવ રચના કરી તે ઠામ કીધાં તંબુ નૌતમ ધામ, ખાનપાન ભર્યાં તે જાગ; આવીને લાગ્યા તે પાય, સીદ્ધ કાજ કરી આવ્યા હમો, જે જે ફરમાવ્યું તે તમો; તેવાં વચન રાક્ષસનાં સુણી; અમોલાએ મુખ વાણી ભણી. કહ્યા પ્રમાણે કીધું તહીં, મળી બેઠા અમોલા ગઇ; વળી કદાપી જો પડે કામ, તો તો સમરજો આણે ઠામ. એમ કહી અમોલા જાય, રાજકુંવરને હરખ ન માય, દેવરચના મારગમાં થઇ; એવી રચના નવ જાએ કહી; રંગબેરંગી પાથરીયા પાટ, શોભી રહી રસ્તાની વાટ. લોક-જોઇને આવ્યા તહીં; રાજકુંવરને વાતજ કહી, હવે વાત અહીંથી રહી. વજીર ગયો ત્યાં શી ગત થાય: જઇ લાગ્યો જળદરાજાને પાય;

સઘળી વાત કહી જ્યાં રાય; મહેલ બાગ રાજાનું રૂપ. ઇંદ્રપુરી ઇંદ્રાસનનો ભૂપ તે સિવાય કોઈ બીજું નહી; તમને કહું નિશ્ચે કરી અહીં નથ તેને કોઇ સાથે વેર, આદર માન આપે બહુ પેર; સફળ જન્મારો મહારો કરી; તમ પાસે આવ્યો પાછો ફરી નિમકહલાલ કરવાને કાજ; નહીતર ત્યાં રહેત મહારાજ. એવાં વચન વજીરનાં સુણી, સભા સહુ અચરત થઇ ઘણી; રાજા રીઝયો અતિશે કાય, આનંદ તેના અંગ ન માય.

દોહરો—ગુલબંકાવળી પણ છે અહીં સભા તણે મોઝાર; તેણે વાત સહુ સાંભળી, કરવા લાગી વીચાર કે તે નર તો નિશ્ચે સહી. મારા કુળ તણો હરનાર, જેવી રચના મારે ત્યાં જઇ. એમ નિશ્ચે કર્યું તે ઠાર, ૨ ત્યાં જલદરાજા રીઝીયો, જોઇ મહેલ ને બાગ; ધન્ય ધન્ય તે નરને સહી. જેને રચના રચી અથાગ ૩ વખાણ વજીર કરે ઘણાં જોઇએ તે તો આ ઠાર; એમ સ્વારી તૈયાર કરી, ઘડી એક મોઝાર. ૪ એવાં વચન સુણી રાયનાં હલકારા દોડયા ચોપાસ; ઠામ ઠામ જાહેર કર્યું સેનાપતી જે વાસ; ૫ ઉમરાવ અમીર સરવે મળી, થયા ઘોડે અસ્વાર; હસ્તી સહીત ટોળે મળ્યા રાજાને કર્યો જુહાર ૬ ચડી સ્વારીએ નીસર્યા માણસ એક હજાર, રસાલો સહુ પોતાતણો નીસર્યો શહેરની બહાર; ૭ અમીર સહુ પોતાતણા. વજીર ને કોટવાળ; પુત્ર ચાર સહુ પરવર્યાં જોવા કારણ તે ઠાર, ૮ ગુલબંકાવળી મરદ સહી તેનું બહુ પરાક્રમ રાજા ચાલ્યો જોવામાં; ઘોડા ઉપર તે દન. ૯ પુત્ર ચારે મુખ આ-ગળે; છત્રીસ વાજાં વાગે તે ઠાર; તેણી શોભાથી પરવર્યો; જોવા કારણે રાય. રાજાજીને હરખ ઘણો જ્યારે જોઉં એની કાય તીરવા બે ત્રણ આવીયો ત્યાં દીઠો નૌતમ ધામ ૧૦ બિછાનાં નાંખ્યા મુખ-

મહેલનાં દીઠા તેણે ઠામ; તંબુ દીઠા જરી તણાં. કણે ઝળકે ભાણ. ૧૫ જરી મંજરી કસબી તણી. ઉદેકાર ઉદ્યોત; જોઇ રચના વિસ્મય થયા બીજાનાં જ્યોત ૧૩ તંબુની ઉપમા શી કહું ઇંદ્ર સમી સમ તુલ્ય; હરખ ઘણો થયો રાયને, જોવામાં છે અમુલ્ય ૧૪ વજીર પ્રત્યે વાણી કહી તમે બાર કોશ પહોંચો મુકામ ત્યારે આ કોણે રચી દેવપટનો મુકામ. રચના ત્યાં નૌતમ થઇ અચરજ થયો વજીર; આ નૌતમ ખેલ નવો થયો કને નહતું આણે તીર.

ચોપાઇ—એમ કરતાં ચાલી આવ્યા પાસ. ચરણે આવી નમ્યા તે ખાસ, કર જોડીને બોલ્યો તે દીસ. જલદ રાજાને નમાવ્યું શીશ, આ વિશ્વાસ ઠામ કર્યા તમ કાજ, એ સ્થળે વિશ્રામ કરો મહારાજ; ઘડી એક ત્યાં સુખીયા થાઓ પછી ત્યાં મળવાને જાઓ, આગતા સ્વાગતા તમારી કીજીએ લાહવો લાખેણો લીજીએ. એમ કહીને લાગ્યા પાય રાજા મનમાં અચરજ થાય અસવારી રાખી તે રાય પોતે ગયા તંબુની માંય, શોભા જોતાં અચરજ થયો કહો ભાઇ આતે શું કરૈ. અચરજ પામ્યા સઘળા લોક, સમ્યા તેના મનના શોક; કવી કહે શું કહું છું કથી. શોભાનો પારજ નથી. સંક્ષેપે કર્યો વિસ્તાર. એથી શોભા બીજે અપાર, દેવ સરખા તહીં વીસ્મય થયા. સહુ રચના જોઇ તે રાય. ખાનપાન મેવા ને ફુલ સુગંધ થકી રહી છે અમુલ્ય, જલદરાય બેઠા ત્યાં જઇ જાણે ઇંદ્રની શોભા છે તહીં, ચાર ઘડી ઠારવા તે કર પછી અસવારી કરી તઇયાર ત્યાં આવીને મુજને દીધ સફળ જન્મારો મારો કીધ. ક્યારે જોઇશું એનું મુખ ધન્ય ધન્ય એની માની કુખ એમ કહીને નીસર્યો બહાર. સર્વ લુંટાવી દીધું તે વાર. મુખમલ બીછાનાં જરીનાં કામ, સરવે લુંટાવ્યું તેણે ઠામ, રાંક લોક બહુ ન્યાલજ થયા

જલદરાજા બહુ વીસ્મય થયા. ચંદ્રપુરી આશરે કાસ. આગળ જોતા કરો હામ, ગણીતમાં સંધ આવે નહી. કેમ લુંટાવી દીધું અહીં. ત્યારે ચાકરે જોડયા હાથ. અરજ કરી બોલ્યો તે સાથ, તમારે મન આસુ-લખ સહી મારા સજાને વીસાતમાં નહી સોનું રૂપુ ઝવેર ને લાલ હીરા મોતી ને પરવાળી; સ્ફાટીક મણી ને લીલા મણી જડીત મહેલની શોભા ઘણી તેને મનથી તરણા માત્ર તમ ઉપર કરૂં ખેરાત; એ હુકમ પ્રમાણે કીધું અમો સુખે આગળ પધારો તમો અચરત પામ્યા સર્વે જન વળી આગળ ચાલ્યા રાજન: ઝળકારે ઝબકારો થાય. તેથી રાજા ઘણો અકળાય.

દોહરો—જાલદરાજા અચરજ થયો. વળી આગળ ચાલ્યે. જાય એક કોસ વળી ચાલીઓ. ત્યાં દીઠી રચનાય. ૧ બમણું કામ પેલા થકી બીજાનાં શુભ અમુલ્ય. તેની રચના શી કહું વળી સુરજની સમતુલ્ય. ૨ જળાહળ જયોત ઝગારી રહી ઘણાં ચીત્રને વીચીત્ર કામ રાક્ષસ જાત સરવે મળી તેને કીધો દંડવત્ પ્રણામ ૩ આગતા સ્વાગતા ઘણી કરી દીધું પણ બહુ માન; અમીલ બરાસ મેવા પુલ. તેવાં ફૂળ ને પાન. ૪ એકઘડી તેમાં કરી વળી ત્યાંથી નીસર્યા બહાર; તે પણ લુંટાવ્યું સહી ઘડી નવ લાગી વાર ૫ ત્યારે રાજા મુખથી બોલીયો શું કરોછો આ કામ; મારા ખાવિંદના હુકમથી તમ પર ખેરાત આ ઠામ. ૬ કશી ગણત્રી એની નથી; નથી ખજાને ખોટ. ૭ એ હજુરી રાયથી ન દીઠી તે રચનાય; લુંટાવી દીએ એક પલકમાં તે જોઇને વિસ્મય થાય, ૮ એમ વાત કરે તહીં. આનંદ અંગ ન માય તાજલમુખને ખબર થઇ કે આવ્યા મુજ પિતાય ૯

ચોપાઇ—ઘણું પ્રસન થયા તે વાર, પોતે સ્વારી કરી ત-

શ્રૃંગાર મળવાને સામા પરવર્યા હરખ ધરી પોતે સંચર્યા, હિમ વસ્ત્ર સજ્યા શણગાર, શોભા કહેતાં નવ આવે પાર, કામદેવ સરીખું છે રૂપ ચંદ્રના સરખો દીસે ભૂપ, ચડી સ્વારીએ આવ્યો તહીં. એક કોશ સામો તે સહી જલદીએ જાણી વાત રૂંવે રૂંવેથી થયો રળિયાત ધન્ય ધન્ય મારે આજનો દન. પરમેશ્વર થયા પ્રસન્ન ઘેર બેઠા ગંગા મળી. જોતામાં પાપ જાશે પરજળી મારા પુણ્ય તણો નહી પાર સામો મળવા આવ્યા આ ઠાર, એમ વિચાર કરે છે રાય. રાજકુંવર ઉભા છે ત્યાંય જાણે બીજો દીનકર સહુ, એવું ઝળકે મુખપર નુર, સભા સરવે ઝાંખી થઇ કોઇથી સામું જોવાએ નહી. જાણે ચીતરામણ લખીયાં ભીંત, એમ થઇ ગયાં સહુનાં ચિત્ત; રાજા જલદરાજા ઉઠયા જેણી વાર અન્યો અન્ય કર્યો જુહાર પ્રેમ આલિંગન દઇને મળ્યા દુઃખ હતાં તે સઘળાં ટળ્યાં. રાજકુંવરે કરી વિનતી, ભલે પધાર્યા પૃથ્વિપતી; ભલે પધાર્યા આણે ઠામ, પાવન કરો આવી મુજ ધામ. કારણે આવ્યા તમારે આજ, પુર્ણ ભાગ્ય અમારે કાજ. રાંક જાણી કરૂણા કીજીએ, જશ મહિમા અમને દીજીએ; કરૂં સેવા હું રૂડી પેર, આજ પધારો મારે ઘેર, સેના સહિત ચાલો મુજ સાથ. એમ કહીને જોડયા હાથ; એ સાચું કે સ્વપ્નું કહેવાય, તેનું મન આકુળ બહુ થાય બંદાવળી જુવે છે ખ્યાલ તે પણ મનમાં થઇ ખુશાલ એ નર શિવાય બીજા નહી; જોઉં ચર્ચા શું થાય છે અહીં એમ જોઇ સૌ અચરજ થાય ઉઠી ત્યાંથી સરવ સભાય; અસ્વારી થઇ તઇયાર, આગળ રાજા પાછળ રાજકુમાર; છત્રીસ વાજાં વાગે સહી બીજી શોભા નવ જાયે કહી; એ રીતે આવ્યા પુર પાસ જાણે શોભા સુર્યપ્રકાશ,

દોહરો—દીઠી રચના ત્યાં દેવીની ઉદેકાર ઉદ્યોત; જાણે કોટિ સુરજ ઉદે થયા. જાણે ઝળાહળ જ્યોત. ૧ બાગ બગીચા રાવટી, જાળી અટારીને મહેલ; કામ બધું સોનાતણું, માંહે જડયા હિરા ને હેમ લાચાર ધર કોટને કાંગરા, સોના કેરી કોર, દશ કોશની વસ્તી સહિ, તેની શોભા અપરંપાર ૩ વસ્ત્ર ઝાળ ઝળકી રહ્યાં, સોના રૂપા કેરા વિલાસ, માણેક લાલ લીલા ઘણી, તે સારૂં ઝગે લાલ ૪ કવિ કહે શું વરણવું. દેવતાઇ સઘળું કામ; શી શી રચના તેની ભખું એ રચના એ ઠામ દીંગમુઢ સઘળા. થઇ રહ્યા, એ કારણ શું કહેવાય; અત્તાર સફળ સઉના થયા. એમ કહીને જોતા જાય. ૬ તે જોતા ચાલ્યા સહુ ગલી. કુંચી તે બજાર; બાગ બગીચા રાવઠી. આવ્યા મહેલમાં તે ઠાર, ૭ રાજકુંવર હુકમ કર્યો, હીરા બાગ કરો તઇયાર; ઉતારો તેમાં રાયને. તેમાં શોભા અપરંપાર ૮ જાણે કોટિદીપક પ્રજળિયા; જાણે ઝળકી હિરાની જ્યોત; બીજી રચના તેમાં ઘણી, ઉદેકાર ઉદ્યોત. ૯ જરીનાં બિછાનાં તકીયા તિહાં, તેમાં પણ હિરાનાં કામ; બેસાડયા તેમાં રાયજી ઇંદ્ર શોભા તે ઠામ. ૧૦ ફુવારા જારી કર્યા ગુલાબ અત્તર જ્યાંહ. શેર ધારી છુટે તહીં સુગંધ બેહેકી રહી ત્યાંય. ૧૧ બીજા પુષ્પોનો પારજ નહી તરેહતરેહનાં તેલ, ભરી છાબ ત્યાં પુષ્પ એ. થઇ રહી રંગરેલ ૧૨ ભક્ષભોજન મુકયાં ઘણાં, મેવા ફળ પકવાન; આગતા સ્વાગતા કીધી ઘણી. સઉ ત્યાં ભુલ્યા ભાન ૧૩ સંગ રંગ પછે ત્યાં થયા ગુણકા નાચે તે ઠાર, આનંદ સહુને અતિ ઘણો ખુશાલી સહુને અપાર. ૧૪ ગુલબંકાવળી દુઃખ ધરે તેનો કહું મદીમાય ૧૫

ચોપાઈ—ગુલબંકાવળી ધરે છે દુઃખ ઉતરી ગયું છે તેનું સુખ એ તે શું કાજ કીરતાર મારી સઘળી રચના આ ઠાર મ.

હેમ બાગ બગીચા સહી, કોણ ઉપાડી ગયું અહીં. મૃત્યુલોકમાં એ કેમ થયું એવું દુઃખ આણે મુજને દીધું, એ રિદ્ધસિદ્ધ મારી સહી. કેમ કરીને આવી અહીં: મારે પુન્ય તણો એ ચોર, આ દુઃખ છે મોટું ઘનઘોર, એ કઇ પ્રકારે આવ્યો અહીં, મુજને તો અચરજ છે સહી, એમ ઘણી દુખીયારી તે થઇ પછે પાંચ પરી તેડી રહી, ગુપ્ત કરી તે સાથે વાત; આ મોટો થયો ઉત્પાત સર્વ વસ્તુ આપણી આંય, એતો કારણ શું કહેવાય. આ દેવના કેરો કોપ આપણો દેશ થયો અલોપ મતી ભગ થઇ પડી આંય; નથી સુઝતો એકે ઉપાય. તમો જઇને જુવો લહીં; આપણી વાડી છે કે નહિં ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આવો આ આવાસ, વચન સિનતાંનું મસ્તક ધરૂં ગગનમાર્ગે પ્રવેશજ કરૂં; ઉડતી વિદ્યા તેને શી વાર, પવન વેગમાં જાવે તે ઠાર એવો પરી તણો મ-હીમાય. ચાર ઘડીમાં પહોંચી ત્યાંય અંકાવતીનું જે છે ગામ, તણી સર્વે જ્યાં છે મુકામ ફરી વળી તે ચરે પાસ; હોતી રચ-ના નહોતી આશ. રતીમાર કંઇ ઓછું નથી. ધારીને જોયું સ-ર્વથી ત્યાં નીશાની પોતાની કરી પછી ઉડી ચાલી સુંદરી, ચાર ઘડીમાં આવી તે ઠાર, ગુલસંઆવલીને કર્યો જુહાર આપણી વાડી મહેલને બાગ; સરવે અનામત છે તે જાગ એમાં અહીં અંતર નથી, એ નિશ્ચે વાત સાચી સર્વથી, કેઈ દેવતાએ રચ્યો આ ઠાર, એવાં વચન સુણી તે ઠાર, ત્યારે હરખ પામી અપરંપાર. ચર્ચા જોવા બેઠી ત્યાં નાર. બકાવલિનોદ 'થાય છે સહી, જેના મુ-ખનો પારજ નહી ઘણી ખુશાલી તેને મન નચીંત થઇ બેઠા આહુ-જન રાજકુંવરે પછી કહાડી વાત, ભગવા સૌના મનની ભ્રાંત.

દોહરો—ત્યારે રાજકુંવર મુખ બોલીઓ સાંભળી [illegible]

વાત હકીકત તમારી કહો, ભાગે મન ઉચાટ ૧ રાજ્યરીતિ શી રીતે કરો, છો પ્રજાતણા પ્રતિપાલ નારી ફરજન તમને સહી તે કહો માંડીને વાત ૨ પ્રધાન તમારો ડાહ્યો હશે, કોટવાળ હશે તેણીવાર તે સર્વે કહો તમો, પછી અમે કહેશું તમ વાત ત્યારે જલદસિંગ પછે બોલીયો સાંભળો રાયજી વાત. એ હકીકત માંડી કહું ચિત્તમાં લાવો ખ્યાલ.

ચોપાઇ—સુણો રાયજી ચતુર સુજાણ પ્રભુ પ્રતાપે પાંચ સંતાન રાજ્ય ચલાવું રૂડી પેર ઘણી અલખત છે મારે ઘેર. પ્રધાન કોટવાળ છે રૂડી રીતે તે સહુ ડાહ્યા છે ચિતે; ઘરમાં તરૂણી છે એક તેને પુત્ર ચાર વિવેક; તે પુત્ર અમારા આગળ સહી. તેના ગુણુનો પારજ નહી; કહું તે કામ કરે છે તરત નથી લાવતા મનમાં ગર્વ.

દોહરો—ત્યારે રાજકુંવર પછે બોલીઓ, કહી તમોએ સત્ય વાત; ચાર પુત્રો તમે કહો, પણ મેં સાંભળ્યા પાંચ. ૧ તમો જે ચાર કહો છો સહી, તે અચરજ સરખી વાત; પાંચમો પુત્ર કહો કયાં ગયો, સાચું કહો વિખ્યાત. ૨ જલદસંગ ત્યારે બોલીઓ, સાંભળો રાયજી વાત; પાંચમાની વાત કહેવાની નથી, તેમાં ઘણો ઉત્પાત. ૩ જન્મ થયો તે પુત્રનો, જોષીએ કર્યો વિચાર; આ પુત્રને જોતાં અંધ થશો એ અચરજ સરખી વાત. ૪ માટે દેશવટો કીધો એ પુત્રને, કહાડયો જંગલ મોઝાર વજીર સાથે પરવર્યો, રક્ષા કારણ સાથ. ૫ ત્યારે રાજકુંવર પછે બોલીયો, કેવું હતું તેનું રૂપ; નામ તેનું શું હતું, તે વિસ્તારી કહો ભુપ. ૬ જલદસંગ ત્યારે બોલીઓ શું જાણું એનું નામ, વજીર પછી તેડીઓ, સાચું કહો આ ઠામ. ૭ તે વજીર આવી ઉભો સહી, કરજોડી કર્યા પ્રણામ, શું ફરમાવો છો રાયજી, એમ કહીને નમ્યો તે ઠામ. રાજકુંવર પછે ઓળખ્યો, નિશ્ચે

વજીર કહેવાય એણે પાળી મોટો કર્યો, એતો નિશ્ચય થાય. ૮ અણુ-ત્યો અણાવ્યો છે મુને, ઘણો કીધો ઉપકાર એમ વિચારી મન વિષે, પુછ્યું સભા મોઝાર. ૯ પાંચમો પુત્ર રાજા તણો, તે સોંપ્યો તમને જાણ, તેનાં નામ કળાગુણ ચાતુરી, ધારીને કહો મંડાણ. ૧૦ પછે વજીરે માંડી કહ્યું, જે પુરવે હતી વાત તે સાંભળીને હરખીયા, ખુશી થયો સહુ થાય. ૧૧ ત્યારે વજીર કહે સહુ સાંભળો, કહું અચરજ એકવાર પાંચમો પુત્ર જેવો હતો, તેવો છે આ રાજકુમાર. ૧૨ એ કાન્તી ચતુરાઇ તે તણી પુરૂં રાગ ને રંગ, મેં પરીક્ષા એવી કરી, પાંચમો પુત્ર એ સંગ. ૧૩ મારા પુણ્યે ઓળખ્યો, સાચી કહું છું વાત મહારાજ એ ખોટી કહો, વિસ્તારી કહો વાત. ૧૪

ચોપાઇ—નીશાની એધાની સહુ મળી મળ્યા અન્યો અન્ય પોતે વળી તમને મળવા તેડે છે તહીં. વેગે કરીને ચાલો વહી, એવાં વચન સેવકનાં સુણી. ખુશાલી વાધી મનમાં ઘણી; તે વીનતા તણું જે દુઃખ જોવ ચાલ્યાં મા પુત્રનું મુખ. વધામણીમાં આપ્યા શણગાર, સુખપાલ ઉપર બેઠા તે ઠાર; માતા પુત્રને મળ્યાં તહી, શોભા જોતાં દિગમુઢ થઇ. રાજકુંવર જઇ નમીયો પાય હું તો પુત્ર તું મારી માય, દીઠું મુખ ને દુઃખ ગયું વીસરી રૂંવે રૂંવે તેથી રાણી ઠરી, માત પિતાને બીજા બાત. કરવા લાગ્યા મુજની વાત.

દોહરો—માતા પીતા મુખ બોલીયાં, કુળ તારણ તું તન. પરણાવીએ તુને પદમણી, વનીતા રૂપ રતન, સંસાર તણું સુખ ભોગવો, ઘણું દુઃખ પામ્યા રામ, એમ કહી રોઇ ઘણું, ભરે આંખ્ય તેની માય, અરે માતાજી ચિંતા તજો, બે પરણ્યો છું નાર, એ લો દાસી તમ તણી, કહોતો લાવું આ ઠાર. ત્યારે માતા પીતા

તરસ્યાં ઘણું, જોવા ઇચ્છું મુખ, દીકરા વહુ દેખાડો મુજને, તો તો જાએ દુ:ખ. સજ્જન સહુ ટોળે મળી, એમ કહેછે વારંવાર વહુ જોવા ઇચ્છે સહુ. તે દેખાડો આ ઠાર. રાજકુંવર ગયો મહેલમાં જ્યાં વીનતાનો વાસ ચરણે લાગી બેઠે વિનતા સનમુખ ઉભી પાસ. માતા પીતા પાસે આવીયાં, મળવા કુટુંબ પરીવાર, તમને મળવા તેડે તહી, માટે ચાલો બંને નાર. ચક નાંખીને બેસજો, નવ દેખાડજો કાય; ત્યારે તમને પુછશે, મારાં માત પીતાય. હોજલ પડદો શો મુજ આગળે, તમો ફરજન થયાં આજ; ખોળે બેસી આવી કરી, માબાપની શી લાજ. તે વારે તમે બોલજો, અમારો સફળ અવતાર; તમારા દરશનની ઇચ્છા ઘણી, ચરણે નમું આ ઠાર. ગુલામ અમારા અંદર છે તેને કેમ દેખાડું મુખ; એવું શીખવીને આવીયા, જ્યાં બેઠા છે ભુપ. સજી શણગાર આવ્યા તહીં, મેમુદા લાખી બે નાર ચક નાંખ્યો ત્યાં દાસીએ બેઠી પડદે તે વાર; ત્યારે રાજા રાણી બોલીયાં, તે વેળા તે ઠાર. હાસ્ય વચન મુખ બોલીયાં, શીદ ધરો છો લાજ; તમો મુજ પુત્ર સમાન છો, આવીને બેસો આજ, આ કુટુંબ મેળો છે અહીં, નથી કોઇની લાજ.

ચોપાઇ—ત્યારે દાસી બોલી તહીં, તમે કહ્યું તેમાં સંદેહ નહી; માતા પીતા તણી શી લાજ, પણ એક અચરજ સાંભળ્યું આજ. ફરે પુત્ર તમારો સનમુખ, તેને નહી દેખાડું મુખ; મારા દેશમાં આવ્યા એહ, રમવાને મન આણી નેહ; હારજીતની પાડી હોડ, રમવા માંડયું તે ચારે કોડ. એ સૌ હાર્યા મારે ધામ, છેલ્લી બાજીએ થયા ગુલામ બાર વરસ મજુરી કરી, ચતુર વરને હું તો વરી; કરજોડી ઉભા મુજ પાસ માગી રજા આણી ઉલ્લાસ બાર વરસ ગયાં જે વહી હવે રજા આપો ઘેર જાઇએ સહી. જાણે દીધું જીવતદાન આભાર થઇ

બોલ્યા એમ વાણુ; માતા પીતાને મળીએ જઇ, કરજોડી એમ વાણી કહી ગુલામી ડામ દીધા છે સહી, એ વાતમાં સંદેહ નહી. નહીતર બોલાવી પુછો તાત, પછી માનજો સાચી વાત એ વાતનું મોટું દુખ, ગુલામને કેમ દેખાડું મુખ; ઇશ્વરની આણુ સાચી વાત, ના માનો તો જુઓ સાક્ષાત. અચરજ પામી સજનને તાત, આતો અચરજ સરખો વાત. તે ચારે જણુ શરમીંદ થયા, નીચું જોઇને ઉભા રહ્યા; માન ભંગ થયા તે વાર. નીચું જોઇને નીસયો બહાર, ભાગ્યો તે તણો અહંકાર. પછી ચકથી નીસર્યા બહાર, જાણે વિજળી ઉતરી આકાશ, તેથી રૂપ ઘણું પ્રકાશ. દેવરૂપ વેશ ધારી કરી, બંને નારી ત્યાંથી વરી; સાસુ સસરાને લાગી પાગ, કરજોડી ઉભી તે જાગ અમો દાસી તમારી આ કામ, જે ફરમાવો તે કરીએ કામ. રાણીએ કર મુકયો શીશ, અખંડ સૌભાગ્ય દીધી આશીશ, પદમણી સ્રીમાં કોણુ માત્ર, સુણુ રૂપ ને ગોરૂં ગાત્ર. ગુપ્ત થયાં જોતામાં મન, ઘણી ખુશાલી વાધી તે દન; રાજા ગણીએ આપી રજાય, રાજા સભામાં જઇ બેઠા રાય. પાંચમા પુત્રને પાસે લઈ, પછી મહેલમાં વીનતા ગઇ. શું નીત્યું ભાઇ તમારી કાય. તે મહુ વિસ્તારીને કહો આંય; ત્યારે કુંવરે વાતજ કીત્ર, રાજાએ સુણી સરવ લીધ. વાત સાંભળી અચરત થયા, પછે રાજાએ બોલજ કહ્યા; પછી ચાર પુત્રને બોલાવી કરી, ચતુરાઇ ભલી ત્યાં તમે કરી. ન આપત પુત્ર તો ઘાતજ થાત, પછી તારે ઘસવા પડત હાથ.

**દોહરો**—હવે વચન કુંવરનાં સુણી, અચરત પામ્યા મન; ધન ધન તારી બુધને, વળી પરમેશ્વર પ્રસન્ન. નામ વધાર્યું પુર વીરો, એ- શીંગણુ શું થાઉં આજ; દુખ વેઠયું કામ ઉપરે, ફુલ લાવ્યા મુજ કાજ. શાબાસ શાબાસ કહે સઉ, વરણુ અઢારે લોક, માગી રજાયે

પરવર્યા, સમીયા સહુના શોક. પછે જલદ રાજા બોલીયો, પુત્રની સાથે વચન. સીરકરતાન આવો તમો, તો હરખે મારૂં મન: રાજ પાટ આપું તને, તેથી રહેશે મુજ નામ. માટે સાથે આવો તમો, એમ બોલ્યો તે ઠામ; ત્યારે રાજકુંવરે વીનતી કરી, એમ કેમ થાએ કાજ. તમ છતાં અમ બેશીએ, તો જાએ કુળની લાજ; નીત મળવાને આ-વશું, ને રહેશું આણે ઠામ. એમ કહીને ચરણે નમ્યો, પોતાની મુકી મામ; જલદ રીઝયો અતી ઘણું, પુત્રનાં સુણી વચન. રજા માગીને પરવર્યો, પુર વીશે ત્યાં રાજન; તીહાં નીશાન ગરગડે, ગ[illegible] વાશે સુર જાય. પુર વળાવી પરવર્યો, આનંદ અંગ ન માય; રાજપાટ રાજાજી કરે, કુંવર રહ્યા તે ઠામ. એ વાત રહી એટલે, બંકાવળી કરે વિચાર; ચર્ચા તેણે સઘળી જોઇ, લીધો સઘળો પાર; ધન ધન છે એ વિરને, એમ મનમાં કરે વિચાર. એવાં પ્રાક્રમ એણે કર્યા, તે કરી ન શકે નીરધાર. મરત લોકનું માનવી, ઈંદ્ર અરીખો હોય. ચતુ-રાઇનો કાંઇ પાર નથી, એની જોડ નથી જુગ કોય; વરત ભંગ મારૂં કર્યું, એનો ઝાલ્યો હાથ. વળી વીંટી મારી હરી ગયો, ધન ધન એની જાત; માટે નર તેને વરૂં, એવો નથી સંસાર. એમ વિચારી મન વીશે, કાગળ લખ્યો તે ઠાર. વીંટી રાજકુંવર તણી, ઘાલી ગયો હતો જે વાર. બંને વાનાં મોકલ્યાં, સંગે પણું પરી સાથ. આ આપી આવો તમો, રાજકુંવર છે જયાંહી; પ્રતી ઉત્તર લખાવી કરી, આવજો હું છું આંહી.

ચોપાઇ—એમ કહી ચાલી તેણી વાર, જ્યાં પોતાનો હતો ઠરાવ; છુટ રહ્યો રાજાની પાસ, કયારે પહોંચશે મનની આશ. દા-સીને સોંપી ગઇ કામ, તે તો ગઇ રાજાને ધામ; વીંટી કાગળ આપ્યા તહી, એકાંત જોગ બેઠાં તે સહી. અચરજ પામ્યો મન મોઝાર. વીંટી

દીઠી પોતાની તે વાર; ત્યારે ગુલબંકાવળી સાંભરી લહીં, તેના કરમાં ઘાલીતી લઇ. નખ શીખથી હરખ્યું અંગ, મોહ પામ્યો થયો આનંદ વીંટી જોઇને વ્યાકુળ થયો, તે વીનતાને બોલજ કહ્યો; કોણેજ મોકલી તુજને નાર, ક્યાંથી કાગળ લાવી આ ઠાર. ત્યારે તેણે જોડયા હાથ, પ્રતી ઉત્તર કર્યો તે સાથ; ગુલબંકાવળી પરીનું નામ, તેણે મોકલી આણે ઠામ. વીંટી નીશાની તમો લીજીએ, આ કાગળનો ઉત્તર દીજીએ. એવાં વચન વીનતાનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; કાગળ લઇ રૂદીઆશું ધરી, વાંચવા માંડયો હેતજ કરી.

દોહરો—પ્રતી ઉત્તર પાછો લખ્યો, તે સઘળી સાચી વાત; લીધું ફુલ તળાવથી, જોયો બાગ સાક્ષાત. સાતમે મહેલે હું ચઢયો, ત્યાં દીઠી તમને નાર; પગથી તે શીખા સુધી, શોભા જોઇ અપાર. નીદ્રાવશ તું તારૂણી, મેં નીરખી તારી કાય. મોહ બાણ વાગ્યું સહી, મારા રૂદીયા માંય. આશકનું ચાલે નહિ, હાસ્ય કર્યું લગાર; દિલ નહિ રાજી એહનું, તે મારી નંખાવે ઠાર. કદાપી યુદ્ધ શું કરી જીતીએ, લખશે તન મન ધન; નમી ચિત તમ આગળ ધરે તે મન પ્રસન્ન. આ કામ મેં નિશ્ચે કર્યું, વીંટી બદલી તે ઠામ. પુરૂં કરીને હું ગયો, ધાર્યું મે જે કામ. જો માશુક રીઝશો મનમાં, તો કરશે મેહ અપાર; જમીન ફોડીને પરવરે, તે નવ ડરે લગાર. એ વખત ત્યાં આવીયો, ઘણી ચતુરાઇનું કામ; હવે એ સહેલું નથી, મુશકેલ છે આ કામ. કૃપા દૃષ્ટિ થશે તમ તણી, લખીત પદાર્થ હોય. તો મળશું એકઠા, તે કહી નહી શકે કોય. એમ લખીને પત્ર આપીયો, પત્ર ધરીને હાથ; ગમન તે ઉડી ગઇ, આલી પોતાની સાથ. પછી બંકાવલી કને ગઇ, ચરણે નમાવ્યું શીશ; કાગળ મુખ આગળ ધર્યો, તે વેળા તે દીશ. પ્રસન્ન થઇ મનમાં ઘણી, ઉમેદ વાધી મન; ઉકેલીને વાંચીયો, હરખે

ધરીને તે દન. પ્રતિઉત્તર વાંચી કરી, પ્રસન્ન થઇ ઘણી નાર. ધન્ય એ પુરૂષની ચાતુરી, ધન ધન મુજ અવતાર. તે નરને તેડું અહીં બત્રીસ લક્ષણુ જોડ; પરણીને થાઉં પ્રેમદા, તો પહોંચે મનના કોડ. આશકનું ચાલે નહીં, માશુક આગળ લગાર; માટે વીંટી મૂકી ગયો, ધન ધન રાજકુમાર. હવે તેડાવું તે નરને, રસિક રૂપાળું મુખ; હવે જોઉં એનું પારખું, તેડી ભોગવીશ સુખ.

ચોપાઇ—એવું મન વિચારી કરી, સાહેલી સાથે વાણી ઓચરી; અબોલાને લાવો અહીં. તેથી કામ થવાનું સહી. સુણી વચન ગઇ તે દાસ, આવી અબોલા કેરી પાસ; મુખ થકી તેણે વાણી કહી, ગુલબંકાવળી તેડે છે તહીં. માટે ચાલો મારા સાથ; એવી મુખથી કહી વાત. અબોલા ધ્રુજવા લાગી મન. કંઇ આવ્યું શીર વિઘન, મનમાં હિંમત તેણે ધરી, ચાલી સાહેલી સાથે પરવરી ગઇ બાગમાં વિનતા પાસ; એક અબોલાને બીજી દાસ; રૂદન કરતાં દીઠી નાર મુખ ઉતરી ગયું તે વાર શું દુઃખ તમને થયું માત મુજને કહોને સાચી વાત જે ફરમાવો તે કીજીએ હુકમ તમારો શીર લીજીએ. શી વાતનું તમને છે દુઃખ વિસ્તારીને કહોને મુખ. ત્યારે બંકાવળીએ વાણી ઓચરી તેં મુજને દુઃખીયારી કરી રૂંવે રૂંવેથી બળું છું અમો તે તો સળગાવી છે તમો જમાત કરીને રાખીઓ પાસ; તે નરને લઇ આવો અવાસ તનમન તેહ મહારા પ્રાણ; તેણે વીજોગે દુખીઆરી જાણ તે નરની મુજને વહની થઇ, એમ બંકાવળી બોલી તહીં, હું ભોગવું તે નરની કાય, ત્યારે હઇડું શીતળ થાય. તેથી જાય સઘળું દુઃખ; શું વિસ્તારીને કહીએ મુખ દુઃખ તજો તમે મનથી તાજ. લાવું ચાર ઘડીમાં રાજ. એવું કહી અબોલા ગઇ, મન વેગે જઇ ઉભી રહી રુંવાળુ રૂપ તેને શી વાર

જઈ કરી ઉભી તે ઠાર. રાજકુંવરનું હરખ્યું મન ચરણે નમી બોલ્યા વચન, માતાજી ધાર્યા તમો પ્રસન્ન ઘણા થયા છીએ અમો ત્યારે હસી અબોલા બોલી વાણ, ખુશાલી લાવી ચતુર સુ- જાણ પૂર્વ જન્મનું તમારૂં પુન્ય બંકાવળી તુજ ઉપર થઇ પ્રસન્ન તન મનથી ભજે તે તને, તેડવા કારણ મોકલી છે મુને. નેવનાં પાણી મોભે જશે, તે વિનતા તો તારી થશે. રાજકુંવર તો થયો રળીયાત. એ તુજ પ્રતાપે મારી માત; ગગન મારગે ચાલી ગઇ, ત્યાં તો વાત એક વિપરીત થઇ; તેની માએ જાણ્યું સહી, તે મળવાને આવી તહીં.

દોહરો—પુત્રી પાસે તે જઇ કરી, બોલી મુખથી વાણ; ઘણા દિવસે તું દીકરી. ક્યાંથી આવી જાણ. સુનો બાગ તમારો થયો, મેં સાંભળી એવી વાત. તે કારણ આવી અહિં, સાચી કહોને વાત. ક્યાં ગઇતી તું દીકરી, મુકીને આ ઠામ; લાંછન લાગે કુળને, તેં કીધું એવું કામ. મૃત્યુ લોકનું માનવી, તે ઉપર રળીયાત. તું ગઇ વસ્તીમાં તારૂણી, મેં એવી સાંભળી વાત. કુળને કલંક લગાડવા, તું અવતરી મારે પેટ; ધિક અવતાર તે તાહરો, મહારૂં જણતર ઉઠયું વેઠ. આ પણ અપ્સરા ઇંદ્રની, ગાંધર્વ લોક અવતાર; માનવ કશા લેખામાં નહિ, તે નવ કર્યો વિચાર; કડણ વચન ઘણાં કહ્યાં, તે સરવે સાંભ- ળ્યાં કાન. હું તો કાંઇ નથી જાણુતી, કોઇ પુરૂષની વાણ; પછે મુખથી ઓચરી, માતાને દઇ માન. જુઠું આળ મુકો મને, તો હું તજીશ મારો પ્રાણ. જીવને કરાર હતો નહી, નવ ગમ્યું આ ઠાર. રમવા કારણ પરવરી, સાહેલી સાથે બહાર. જુઠું તોહમત મુકો મને એમ કહી ભર્યાં લોચન; સંદેહ ભાગ્યો મન તણો, હરખી પોતે મન. એમ કરતાં નિશા પડી રહી તે પુત્રી પાસ, અબોલા લાવી તે સમે તેની પાસે તેડી દાસ. મુખ થકી તેને કહ્યું લાવી રાજકુમાર. અરજ

કરો જઇ મ્હારી, એમ કહેવરાવ્યું તે ઠાર; ત્યારે સાનમા સમજાવી કરી આવ્યો મનમાન્યો આ ઠાર. બંકાવળીએ ઇશારત કરી ઉતાર્યો બાગ મોઝાર. સારી જગ્યા એ બાગમાં, તેની શોભા કહી નવ જાય, તીહાં મુકામ આપ્યો રાયને, અમોલા થઈ વિદાય એમ કરતાં રજની પહોર થઇ, સુતી તેની માત; બંકાવળી ઉઠી પછી આનંદ અંગ ન માય.

ચોપાઈ—ઉમેદ વાધી અપરંપાર, સજ્યા તેણે સોળ શણુગાર દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી, મદભરી ચાલી સુંદરી તેના રૂપને કોણુજ કળે. જાણે જોતાં સુરજમાં ભળે રાજકુંવર બેઠો છે જયાંય, રમઝમ કરતી આવી ત્યાંય દ્રષ્ટે દ્રષ્ટી મળી જેટલે કુંવર મોહ પામ્યો તેટલે; વાગ્યાં કુંવરને મોહનાં બાણુ, પડયા પૃથ્વીવશ થઇને પ્રાણ. બંકાવળી ત્યાં અચરજ થઇ, નારી રૂપથી શુદ્ધ ના રહી; ખોળામાં લીધો તે વાર, જાણે ઇંદ્ર તણો અવતાર. જોતામાં તે અચરજ થઇ, ને નારની શુદ્ધિ ના રહી; તેનું દુઃખ સઘળું ગયું, વિહવળ મન પોતાનું થયું ખોળવા ગઇ તેને જેટલે, વિનતા ચરણે નમી તેટલે દ્રષ્ટે દ્રષ્ટી અન્યો અન્ય મળી, ગયાં ચિત બન્નેનાં ચળી, કહે બંકાવળી હસીને વચન. સાંભળો રાજવંશીના તન; ભલે પધાર્યા આણે ઠામ. હવે માન્યું છે મારૂં મન વીંટી મારી બદલી સહી, તે દીવસની નિંદ્રા નહિ. અમોલાને મોકલી અમો. તે શોધીને લાવી તમો મહારા હૈડા કેરા હાર પરમેશ્વરથી અદકા આ ઠાર, ગાંધર્વ વિવાહ કર્યો તે વાર, પ્રેમ છુટયા ન લાગી વાર એક એકનું મન થયું છે મળી, પોહોંચી બેઉના મનની રળી. ભોગ વિલાસ કરે નરનાર સુખ પામ્યાં બન્ને તે ઠાર, સુખસેજ્જ ઉપર સુતાં બેઉ સાથ, એક એકની ભીડી ભુજ બાથ નિદ્રાવશ કાયા બેઉની થઇ તન તણી શુદ્ધિ નવ રહી, મધ નિશા ગઇ છે રાત. જાગી ઉઠી તેની માત

પુષ્પ બાગથી નીકળી બહાર, આવી સુતાં જ્યાં નર ને નાર, દ્રષ્ટે જોયું સુતાં નર ને નાર, કલેજુ દાઝયું અપરંપાર; પછી મન વીચારી કરી, ત્યાં શું કરે છે સુંદરી.

દોહરો—દ્રષ્ટે દીઠો માનવી, સુતો પુત્રીની સંગ; દ્રષ્ટે દેખી નવ શકે જ્વાળા લાગી અંગ. ઝાલી પગને ખેંચીઓ, ઉરાડી દીધો આકાશ; જાણે ગોફણ ફેરવ્યો, તે રીતે તે ઠાર. બંકાવળીને ઝાલી તહિં, માર્યા તમાચા દસ વીસ. લઇ ચાલી પોતાના શહેરમાં, સ્વર્ગ-પુરી તે દિશ ગાંધર્વ નામે પિતા સહી, પોતાનો ભરથાર; હકીકત માંડી કહી પુત્રીની તેણીવાર. ક્રોધ કર્યો કાયા વિષે કેદ કરી તે ઠામ; કેદમાં રાખી કામની, પણ નરનું નવ મુકે નામ. ઘડી પલક ના વીસરે, ઝુરે રાત ને દીન. અન્ન જળને નિંદ્રા તજી કરે ઘણું કલ્પાંત; હોલે દિલ તેનું થયું, તજીયાં સઘળાં સુખ. રાજકુંવર નવ વિસરે, લેહે લાગી તે મુખ સોળે શણગાર તેણે તજ્યા, વિલાપ કરે અપાર. બે-હોશ થઇ અવની પડી. વળી મુખે કરે પોકાર દાસીએ જાહેર કરી, તેના દુ:ખની વાત; તે નરના વિજોગથી કરે છે દેહની ઘાત. ખાન-પાન સરવે તજી, રૂદન કરે છે અપાર ત્યારે માતપિતા ઘણું કોપીયાં બેડી જડી પગ મોઝાર. ગળામાં તો ઘાલ્યું વળી, બાંધી થંભ સુજાણ કુળને કલંક લગાડીયું, ધિક ધિક જીવતર નિર્વાણ, ધિક્કાર પડયો તુજ રૂપને, ચાતુરી તારી ધિક. તેં તો કુળ મુજ બોળાયું, હે પાપણી આ ઠાર. નફટ થઇ નથી લાજતી, હજુ તે પતિનો ખ્યાલ; હત્યા ભાગી નવ ડરૂં, આણીશ તારો કાળ. ડહાપણ રૂપને ચાતુરી, તેમાં ઉડી આગ. કેમ ન મુઇ તું દીકરી, લજાવ્યું મારૂં કુળ. એમ કહીને કેદ કરી મુજ જીવતર કરીયુ ધુળ.

ચોપાઇ—ક્રોધ કરી ફેંકયો તે વાર જાણે ગોફણ ફેરવી તેણી.

વાર. સમુદર મધે પડીયો જાઇ, ગયો ત્રણ જોજન ત્યાંથી સહી પ્રભુ-ની માયા અપરંપાર, બચાવી લીધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહી, તે કોઇથી તોડાયે નહિ, સમુદરે છોળ મારો તે ફાર કહાડી નાંખ્યો જળથી બહાર, સવા પહોરે થયો સાવધાન; આંખ ઉઘાડી જોયું તે ઠામ. જુએ ત્યાં દરિયાનાં નીર, એક તરફ ઝાડી ગંભીર. વિચાર્યું પોતાના મન, લખીત વાત થઈ તે દન. હવે આશ જીવ્યા તણી નથી, એમ વિચાર્યું મનમાં કથી; કરમે કીધું ભોગવશે દેહ, એ વાતમાં નહિ સંદેહ; એમ મનમાં વિચારજ કરી, ત્યાંથી ચાલ્યો હિમ્મત ધરી. એક કોશ ગયો જેટલે, વાડી એક દીઠી તેટલે; ઘણી ખુશાલી મનમાં થઇ, અમૃત ફળ વળી દીઠાં તહીં; એમ વિચારી પેઠો તે મહા અચરજ સરખું દીઠું તહિં, જાણે માણસ કેરાં શીષ; એવાં ફળ દીઠાં તે દીશ; હસવા લાગ્યો અપરંપાર તુટી પડયા ધરની મોઝાર. વજથી કઠણ કીધું મન, હીંમત રાખીને રાજન; મારી ઠોકર ને ચાલ્યો જાય, હીંમત રાખો મનડા માંહ્ય વળી કોશ એક મુકી જાય, ત્યાં દીઠો છે બીજો બાગ; ઘડા જેવડાં દીઠાં અનાર, તેની શોભાનો નહિ પાર ફળ મધે અનારનાં ઝાડ, બીજી ઝાડી ભાર અઢાર રાજકુંવરનું હરખ્યું મન, એક ફળ તોડયું તે દીન ચીર્યું ફળ ત્યાં તેણી વાર નીકળ્યાં જનાવર અપરંપાર, ઉડવાને લાગ્યાં ચોપાસ, તહાં શોભા તણો આભાસ. મેવા તણો કાંઇ પારજ નથી, ફુલે ફુલ શું કહું કથી. શીતલ નીર સરોવર સાર અમ્રત સરખું દીઠું તે વાર, આ-સપાસ દરિયાનાં નીર, તે મધે રચના દીઠી તે તીર; પીધું નીર ફળ ખાધાં લઇ. પછે મનથી વિચાર્યું તહી,

**દોહરો**—ફળને જળ મળ્યાં સહી, સુખ પામ્યો તે રાય કુદરત તણો ખેલ દીઠો સહી; અકળીત કળ્યો ન જાય ચારે દી-

શ્રાએ દરીઆ તણાં; નવ જવાનો ઠાર, ક્યારે વસ્તી દેખશું ક્યારે આવશે દુઃખનો પાર વહાણ તણો રસ્તો નથી એ અલૌકીક તે ઠાર, માટે હીમત ન હારવી, એમ મન કીધો વિચાર, જ્યાં કાષ્ટ પડયાં છે અતિ ઘણાં ત્રાપો બાંધ્યો ત્યાંય મુકયો સમુદરમાં તેહને; જેમ હરિ કરે તેમ થાય એક વાર મરવું સહિ; લખીત હશે તે થાય, આવરદા હશે સહી, તો તો પામીશું પાર એમ કહી બેઠો સહી, અંદેશો કરતો જાય, તે કાળમાં જઈ પડયો; ત્રાપો તેણીવાર. મડાગાંઠ જઇ વળગી પડયો; આથો ને અરચુત ઠાર, દરીઆએ છોળ મારી કરી, કહાડી નાંખ્યો પેલે પાર. રેત ઉપર ઠરીયો જઇ, તે કુંવર તેણે ઠાર, શાંત થઇને ચાલીયો. હીંમત રાખી તે વાર નીશા પડી તેણે સમે, ભયાનક વનમોઝાર; વાઘ વરૂ ઘણાં તહીં; શબ્દ કરે ચો ાસ; ઘણી ઝાડી વિકટ વહી અનેક જનાવરનો વાસ, તે ઠામે ધીરજ નવ રહી, ધ્રુજવા લાગ્યાં હાડ; ચતુરે કાધી ચાતુરી; ચડી બેઠા એક ઝાડ, નીશા એમ કરતાં ગઇ થયું અજવાળું ઉદ્યોત જાણે દિવસ ઉગીઓ, ભાનુ કેરી જોત. રાય તો અચરત પામીયો: એટલે દીઠો એક નાગ; તેને માથે મણી સહી; ઉજેમ ગયો તે જાગ. એક ઝાડ હેઠળ આવી ઠર્યો; મુકયો મણી તે ઠાર; પછે ચારો કરવા પરહર્યો, મછવા કરતો આહાર.

ચોપાઇ—મછ તણો કીધો આહાર; નાગ તૃપ્ત થયો તે વાર પાછો ફરીને આવ્યો સહી જ્યાં મણી મુકયુંતું તહી પાછું ચઢાવી લીધું શીશ; સજ કામ ચાલ્યો તે દીશ મણીના તેજથી મછ નાશી જાય, માટે મણી મુકીને જાય, રાજકુંવરે જોયો તે ખ્યાલ એમ કરતાં થયો પ્રાતઃકાળ કંદમુળનો કીધો આહાર; પાછો ચડી બેઠો તે ઠાર; કાદવનો એક પીંડો કરી; જઇ બેઠો તે ઝાડે ચડી વીત્યો દીનને

રજની પડી; આવી નાગ પહોંચ્યો તે ઘડી મધ્યનિશાની વેળા થઇ તે સમે નાગ આવ્યો તહીં જાણે સુરજ થયો પ્રકાશ; આવ્યો નિશ્ચે વૃક્ષની પાસ મુકયો મણી નવ લાગી વાર, ચાલ્યો મછનો કરવા આહાર દરીયા કાંઠે પહોંચ્યો જેટલે, ઉપરથી કાદવ નાંખ્યો તેટલે મણી હતું તે ઢંકાઇ ગયું અંધકાર તે વેળા થયું; ગતી ભંગ તે નાગની થઇ, પડી ફાળ શુદ્ધિ નવ રહી; આંખે અંધ થયો તે વાર મણી વિના ન સુઝે લગાર, પછાડા મારે ક્રોધજ કરી, ગયા પ્રાણ તેના નીસરી, એમ કરતાં તે રજની ગઇ નાગ પાછો તો આવ્યો નહી રાજકુંવરે કર્યો વીચાર હેઠો ઉતર્યો તેણી વાર મૃતીકા ગણીને કહાડયું મણી, તેહ તણી શોભા છે ઘણી તન કરીને બાંધી લીધ ત્યાંથી પંથ કર્યો પછી સીધ કોશ એક તો ચાલ્યો વહી, નાગ મુવો દીઠો છે તહી ગુણ ઓશીંગણ તેનો થાઉં, એને દાગ દઇને જાઉં એમ વિચાર્યું તેણે ઠાર, ઘાસ તણો કીધો અંગાર: તેમાં તેણે ધરીયો નાગ રાજકુંવરે દીધો દાગ ત્યારે પછી તે ચાલ્યો વીર; મન બંધે રાખી બહુ ધીર, એક તરફ ઝાડી ગંભીર, એક તરફ દરીયાનું નીર પહાડ પર્વત ઘણી ગુફાય જંખ જાળ ઘણી છે ત્યાંય તે મધે ઉતરે ને ચંડ મરણ થકી તે તો નવ ડરે. અજગર દેતા મોટી ફાળ, જાણે આવી પહેચ્યો કાળ; એ ભયાનક વન તે જાણ કાયર નર તે છોડે પ્રાણ તે પથે ચાલ્યો જાય, વજર કલેજુ કરીને રાય.

**દોહરો**—નિશા પડી તેને સમે, હીંમત નવ રહી મન; વિ-શ્રામ કર્યો જઇ ઝાડપર, તેણે સમે રાજન તે ઉપર માળો હતો એક મેનાનો સાર, બચ્ચાં ચાર છે તેહનાં પંચમી મેના નાર; તે જના-વર નથી જાણતાં, ઉપર છે માનવી જન; ઘડી એક રજની ગઇ ત્યારે બચ્ચાં બોલ્યાં વચન. માતાજી કહો કાંઇ વાત, વાર્તા કરોની

રહ્યો, ત્યારે બોલ્યા રૂષીરાય; કામ તમારૂં નિશ્ચે થશે, એમ કહીને રહ્યા તે ઠાર તે પહાડ ઉપર ચડયો સહી; હિંમત રાખીને મન; જોતાં; જોતાં ચાલીયો; ધીરજ ધરી રાજન દીઠી રચના તે પહાડની; હીરા જાત અપાર. ચડયો છેક ઉપર લગી; ત્યાં દીઠું તળાવને ઝાડ નીશાની સાચી મળી; સઘળી તેણે ઠાર; પાંદડાંને ફળ ખાધાં તહીં, ક્ષણું ન લાગી વાર. નજીક જઇ પહોંચ્યા તહીં દીઠો નાગ વિકાળ દીઠો માનવી તેણે નહીં, રાજકુંવર તે વાર ઝાડ ઉપર ચડયો સહી; ફળ ખાધાં તેનાં સાર મેનાનાં વચન સાચાં મળ્યાં; સદેહ નહી લગાર છાલ કહાડી ટોપી કરી; તે ધરી પોતાને શીર. ભાગી લીધી એક જોહડીકા, પછી તજ્યો કામ તે દીશ.

ચોપાઇ—મન મધે કર્યો વીચાર, નાગ મણી મુજ પાસે સાર કોઇ મળશે તો લેશે તહીં એને રાખું જતને અહીં ચીરી જાગ નવી લાગી વાર, તે મધે ઘાલું તે તે ઠાર: ઉપર પાંદડુ મુકયું લઇ તરત ઘા રૂઝયો તહી. પ્રસન્ન થયો પોતાને મન વળી આગળ ચાલ્યો રાજન પહોડો ગુણ ટોપીમાં સહી કોઇ દ્રષ્ટીએ દેખે નહીં. નીરભય થયો પોતાને મન, જોતાં ચાલ્યો વન; અમુલખ વસ્તુ આવી મુજ પાસ, તેથી મન થયું ઉલ્લાસ લખાયા લેખ ટળવાના નથી, ભવિષ્ય વાત સાચી સર્વથી; તે કોઇથી ટળ્યા નવ જાય, એમ મન વીચારે રાય પહાડ મુકી ચાલ્યો જેટલે, એક ઉત્તમ વાત થઇ તેટલે દિઠું એક તળાવ રસાળ, આરસ પાણુની ફરતી પાળ ઘણું નિર્મળ છે તેનું નીર, આસપાસ શોભે તે તીર તેમાં મેવા તે અપાર, તૃપ્ત થયો ઠાર ચાર ઘડી બેઠા તે રાજન. બેઠો બેઠો વીચારે મન; વૃદ્ધ થઇ છે મારી કાય, વળી જળમાં નહાવું આંમ, એવો મનમાં કર્યો વીચાર, મુકયો સામાન તેણી વ

તે મધે તે પડીયો જઇ અચરજ વાત એક એવી થઇ, ડુબકી મારી તેણે જેટલે નર ફિટી નારી થઇ તેટલે ધન પરમેશ્વર તારી ગતી તેનો પાર ન પામે રતિ, તેં શું કર્મ કર્યું કિરતાર, નર ટાળીને કીધી નાર, અવતાર મારો મિથ્યા થયો, સર્વ મનોરથ મનમાં રહ્યો, નવ પહોંચી મુજ મનની આશા, છેક થઇ બેઠો નિરાશ, ધિકધિક મુજ પાપી પ્રાણ શું બેઠો છે ઘટ માંહે જાણ હવે જીવવું તે ધિક્કાર, નિકળ પ્રાણ તું આણીવાર, હિમત હારીને રાજન છાતી ફાટતે કરે રૂદન એક જક્ષે સાંભળ્યું તે સાર, તે આવીને શું કરે વિચાર, તે સંભળાવું આણી વાર, સાંભળજો તમે આ ઠાર.

દોહરો—જક્ષ એક ધસી આવીયો, શબ્દ સુણી તે ઠાર, રૂપવંતી દીઠી તે કામની શોભા અપરંપાર મુખ કમળ સરીખડું, ભમર ધનુષ કમાન, ઉદર અતીશે ઓપતું વાંસો તરંગી સમાન કોમળ ઘણી તે કામની, ઉરવશીની જોડ; દ્રષ્ટે દીઠી કામની, પહોંચ્યા મનના કોડ પાસે જઇને ઉભો રહયો, બોલ્યો કેમ કરે રૂદન, સાચી વાત મુખથી કહો તજ્યાં સહોદર જન. ચતુરાઇ મનમાં ધરી, ફેરવી વાત તે ઠાર, તુજ ખોળે તો શીશ છે. તારે ગમે તો માર ત્યારે જક્ષ ઘણું હરખીયો, છાંટયું નીર તે ઠાર, મંત્રો કરીને આપીયું, રૂપ થયું તે વાર.

ચોપાઈ—જળ પ્રવેશ થયો જેટલે, હાથી સ્વરૂપ થયું તેટલે, નારી હતી તે થઇ નરની કાય, રૂસનાઇ રૂપ થઇ તત્કાળ વાંકુ મુખ નાશિકા વિકાળ, દાંત મોટા દીસે વિશાળ એવી દેહ તે જળથી થઇ પ્રભુની માયાનો પારજ નહી. જળથી કહાડી નાંખ્યો બહાર, અફસોસ ધરી બેઠો તે વાર; મોત તો કંઇ આવ્યું નહીં; કદરૂપ કાજળથી કાળી થઇ વળી સબુરી રાખી અપાર, નારી ફીટી નર થયો તે ઠાર; એ ખુશાલી મોટી થઇ, વળી આગળ તે

ચાલ્યો વહી. જોબન એક ભર્યો જેહને. નારી એક મળી તેહને, રંગે રંગીલી આનાહ. મેલ કરતાં શોભે સવાઇ દુરગંધ છૂટે છે દુરથી જાણુ મોટું મેં દીસે નિર્વાણુ, સીસોળીઆ સરખા છે વાળ એવા દીઠા તે નારીના હાલ. કરક કોલ સ્વરૂપ. અચરજ પામ્યો દેખી ભુપ; પાસે આવીને ઉભી રહી મુખ થકી તેણે વાણી કહી, ઘણા દીવસ થયા શોધું તને ક્યાં ગયા હતા ચિંતા થઇ મને એવું કહી પછી બોલી તહી. રાજકુંવરે ત્યાં તે સહિ.

દોહરો—મન વિચાર કર્યો નહિ. કેમ રહેશે આ નાર. પુત્રને મુક્યાં પરહરી, તજી પછી તારૂણી નાર. તેની દયા આવી નહી તજી ગયો તે ઠાર. કામ કરવું ઘટે નહી. ઝાલ્યા લઇને હાથ ચાલો મેર ઉતાવળા. વેગે સહુ મુજ સાથ. સુણી વચન દુઃખ પામીઓ અરે વીધાત્રી માત. ભવિસ્યમાં એ ક્યાં લખ્યું વીપરીત સરખી વાત કોના પુત્ર કોની કામની, વળાવું આશું ફોક. હવે હું છુટીશ ક્યાં થકી બહુ પેરે આણે શૌક; આવી અવસ્થા કરમે લખી શાં શાં કર્યાં હશે પાપ દુઃખનો પાર નથી આવતો, એ મોટો સંતાપ વળી સબુરી મનમાં ધરી આગળ ચાલ્યો રાય. લઇ ચાલી તે ત્યાં થકી આનંદ અંગ ન માય મુકામ મહેલે લઇ ગઇ. ત્યાં દીઠા બે ચારેક બાળ; પીતા કહીને વળગીયા કરવા લાગ્યા વહાલ. વળતી પ્રીત બહુ કરી સાન કરી આવી પાસ રૂતુદાન આપો મુને પહોંચે મનની આશ વીચાર ઘણો કરવો પડ્યો. તે વીનતાની સંગ કબજે પડ્યો છુટાએ નહી માટે થયો મન ભંગ ઘણા દીવસ એમ ત્યાં રહી કહ્યું સયને નાર, જંગલમાં તમો જઇ કરી કાષ્ટ લાવો આ ઠાર એમ સુણી મન રીઝીયો હવે આવ્યો દુઃખનો પાર તે લઇ કુહાડો નીસર્યો પ્રસન્ન થયો તેણી વાર જીવ લઇ ચાલ્યો

દીઠો છે ત્યાંય; તે ઉપર એક મહેલ છે સહી, તેની શોભાનો પારજ નહિ; ઉચો મહેલ નવ ટુંકી વાસ, જાણે શોભા ચંદ્ર પ્રકાશ. ચંદ્રથી શોભા અપરંપાર, ચડયા પહાડ નવ લાગી વાર, મહેલ મધે પડયો જઇ ધશી, ઝગઝગ કામ જાણે સુરજ શશી; પશુ પંખી કે માનવી નહી કોય, રાજકુંવર તો અચરત હોય. સઘળે જોઇ વળ્યો સરવથી, કોઇ ભોગવનારૂં એમાં નથી; સાતમે માળ ચડયો જેટલે, શબ્દ એક સુણ્યો તેટલે, જાણે વિનતા કરે રૂદન, તે સાંભળ્યું પોતે રાજન.

દોહરો—ધીરજ રાખીને પરવર્યો, રોતું કોણ આ ઠાર; જોતો જોતો પરવર્યો, એક દીઠી ઉત્તમ નાર. પરી આકારે રૂપ છે, ઘણું સુ કોમળ અંગ; પગમાં બેડી તેહને, કરે રૂદન મન ભંગ તેની પાસે ઉભો રહ્યો, ટોપી ઉતારી શીશ; વિનતા પ્રત્યે બોલીઓ, તે વેળા તેહીશ. કોણ તણી તું દીકરી, કોણ તારો ભરથાર; શા કારણ પડી કેદમાં; તારી શોભાનો નહી પાર સુકોમળ કાયા તાહરી, કમળ પુષ્પ પ્રમાણ; કોણ દુસમન તુજને દમે, બોલને સાચી વાણ. એવાં વચન શ્રવણે સુણી, લજયા પામી મન: ઘુંઘટ તાણી તે ઘડી, બોલી મુખથી વચન. તું જાને તારે મારગે, કયાંથી આવ્યા આ ઠામ; માનવ રૂપ તમો કોણ છો, શું છે તમારૂં નામ. દેવ દાનવ કે માનવી, કે છો જમના દુત; માનવ રૂપ ધરી આવીયા, સ્વરૂપ શોભે અદ્દભુત. કમોતે મરશો તમો, ઘડીમાં તજશો પ્રાણ; માટે જાઓ પાછા ફરી નીશ્ચે માનો વાણ. રાજકુવર મુખ બોલીયો, તે વેળા તે સાથ; હું તો કોઇથી ડરતો નથી, નીશ્ચે માનો વાત જક્ષ કીનરને ગાંધરવી, રાક્ષસનું છેદું શીશ; એટલી હિંમત રાખું અમો, પ્રભુ પ્રતાપે આ દીશ. તારે ગમે તો તારૂણી, તુ કર મારી ઘાત; બીજા કોઇથી બીતો નથી, નીશ્ચે માનજો વાત. માટે મન મુકીને કહો, તમ તણું જે દુઃખ; પરમેશ્વર

મહારાણી શાંત પમાડીશ સુખ. ઇશ્વર આણ્યું એ વાતમાં, મુજ તુજ વચમાં શ્રી રામ; દુઃખ ભાગીશ સહુ તારૂંથી, ફેડીશ દુસ્મનનો ઠામ. એવાં વચન શત્રુએ સુણી, તે વીનતા થઇ રળીઆત; હકીકત પોતા- તણી કહેવા લાગી વાત, ફીરસ્તા નામ જીંજીરો ત્યાં રાજા અજ- કુર નામ; ગાંધર્વ નામે રાજા સહી, મહારા પીતા તણો તે ભ્રાત ભત્રીજી હું તેહની, તે કાકો મારો થાય; તેના કુળમાં કલંક એક અ- વીયું, તે કહું તમને આંય પુત્રી તેના પેટની, બંકાવળી તેનું નામ અપસરા સર્વમાં શીરોમણી, તેણે કીધું એક કામ. મરત લોકનો એક માનવી. કોઇ સુઘડ પુરૂષ સુજાણ. આશક પડી તે ઉપરે, સોંપ્યા તન મન પ્રાણ, ઇચ્છા કરીને તે વરી, કરતી ભોગ વીલાસ; માતાની દ્રષ્ટીએ પડી, ચડયો તેને બહુ ત્રાસ તે નરને નાંખી દીધો સહી. સમુદ્ર કેરે માંય; પુત્રી ઘાલી કેદમાં બેડી જડાવી પાય; તેની વાત આવી મુને, હું મળવા ગઇ તે ઠાર, શીખામણ દીધી ઘણી, પણ નવ માને તે નાર. દીવાની તે તહાં થઇ, રહો નથી શુદ્ધ કાંઇ તન તે નરનો નેહ લાગી રહ્યો, ભ્રષ્ટ થઇ તે મન પેર પેર મેં વીનવી ન માન્યું એક લગાર; તે નરના વીજોગથી, તેના જાશે પ્રાણ તે ઠાર મળી ભેટી સહુને જઇ, પાછી ઉડી આકાશ; નેવામાં પાપી એક આ- વીયો, રાક્ષસ મારી પાસ, મૌઢી કાયા તેણે કરી, બાંધી મુજને ત્યાંય આ ઠામે રાખી મુને, બેડી પહેરાવી આંય તેણે કુદ્રષ્ટી કરી ઘણી, સંભોગનું ઇચ્છે સુખ, માહારૂં મન રાજી નથી, એમ વીનતા બોલી મુખ. પરમેશ્વર લાજ રાખશે, કે કરવી પડશે ઘાત, તમો માનવી રૂપ કોણ છો, તે વિસ્તારી કહો વાત.

— ચોપાઈ—એવાં વિનતાનાં સુણી વચન, દિલગીર થયું રાજાનું મન; બંકાવળીનું સાંભળી દુઃખ ભરી ગયું તે વેળા મુખ. આંખે આંસુ

આવ્યાં નહીં, હકીકત પોતાની કહી; અંગ્રેજોનિક લાચાર હું. સત્ય કરી માનજે તું; લાગશે મુજને લગાડયો બહાર; ભમતો આવ્યો હું આણે ઠાર; તેની વાત વિસ્તારી તમો તેના દુઃખથી દુઃખ પામ્યું અમો; જાણે જખમ ઉપર છાંટે ખાર, તેવી ગતી મુજને આ ઠાર; લેખ લખ્યા હશે મુજ ભાગ્ય, તો તે પછી મળશે મુજ નાર. એવાં તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું વિનતાનું મન ધન ધન હિંમત તારી જાણું, શું કહું પરવશ મુજ પ્રાણ, અહિંથી છુટું એકજ વાર, તો તો મેળવું પછી નાર. લાચાર શું પરવશ હું આજ. તો ક્યાંથી સરશે મારૂં કાજ, રાજકુંવર મુખ બોલ્યો વાણ, તારા વાનરનો અંદેશા પ્રાણ. તુજને અહિંથી મુકાવું નાર, સત્ય વચન મારૂં આ ઠાર, ગૌએ બ્રાહ્મણ બીની વારે ધાઉં. ખરા ક્ષત્રીકુળનો કહેવાઉં, મરૂં કે મારૂં આડી. તુને મુકીને જવાનો નહિ, એમ કહી કર જોડીકા ધરિ, ભારી બેડીમાં વેગે કરી, કટકા થઇ ગયા દશવીસ, બંધ થકી છુટી તે હિશ, વિનતા પ્રસન્ન થઇ તે જાગ, ઓવારણાં લઇ લાગી પાય. ધન ધન માનવી અવતાર, તારા પરાક્રમનો નહિ પાર. બંધનથી તો છુટી અહિં, વળી પુંઠ મુકાવલો નહિ; પહાડ સરખો જેની કાય, તે કેમ તમથી જીતી શકાય રાજકુંવર બોલ્યો તે સાથ, વિનતા પ્રત્યે બોલ્યો વાત; સિંહ જનાવર તે સુજાણ, હાથી હણ્યા તે લેશે પ્રાણ. વજનાં હથીઆર જે સાર, તે પહાડ ફાડી નીસરે બહાર; નાના ઉપર નજર જોઇશ લગાર, પામીને મારૂં આ ઠાર. જો હોય આ સમે હથીઆર તો તો કરૂ એનો સંહાર; પ્રસન્ન વીનતા મનમાં થઇ. આયુધ રાક્ષસતાં દેખાડયાં સહી; તેમાંથી એક તેણે લીધ, થયું કામ સા આપણું સીધ.

દોહરો—બાંધી તરવાર એક ત્યાં થકી, સાથે આમ્રફળ નાર; ચાલ્યો જાણું સાથે નીસર્યા, મહેલ થકી તે બહાર. કોક એક ચાલ્યો

ત્યાં થકી, શબ્દ થયો એક પહાડ; લાગ્યું ગરજવા મેઘની, કંપવા લાગ્યું ઝાડ, પાછું ફરી જોયું નહીં દેડતો આવ્યો પહાડ, નારી મન બીની ઘણું, ધ્રુજવા લાગ્યાં હાડ. રાજકુંવરશું બોલી, શા થાશે હવાલ, પાછળ આવે છે દેડતો. આવ્યુરી એહનો કાળ. રાજકુંવરે જોયું પાછું ફરી, દીઠો પહાડ શરીર, હીમત રાખી ઉભો રહ્યો, તે વેળા તે તીર. બીજી ટોપી હતી કને, તે મુકી વીનતાને શીશ, નીરભે થઇ બેસો તમો, એમ બોલ્યો તે દીશ. તુજને કો દેખે નહી, જુઓ બેસીને નાર; પરમેશ્વરને ગમતું હશે, તે નીપજશે આ ઠાર. એમ કહી તે નારના, સનમુખ ધાયો જાય, પાસે જઇ ઉભો રહ્યો. વચન બોલે ત્યાંય. અલ્યા કોણ છે માનવી, કેમ આવ્યો આ ઠાર, ખાનું મારૂં તે તોડીયું, નવ બીન્યો તું લગાર. સમુદ્ર આગળ ખાબડું, મેરૂ આગળ પથ્થર જાણ, મારે મન તેવો સહી, પલકમાં ખોઇશ પ્રાણ. પણ સ્વરૂપ જોઇ તાહરૂં, મને દયા આવે છે મન, આ જંગલમાં આવીયો, બોલને સત વચન. મરજાદા લોપી કરી, કેમ ચોરી તેં નાર; તે તો આપ તું મુજને, નહી તો ભક્ષ કરૂં આ ઠાર. ત્યારે રાજકુંવર મુખ બોલીયો, તારી પહાડ સરખી કાય, તેથી હું ડરતો નથી, નીશ્ચે માનો સત માંય આ મૃત્યુ લોકના માનવી: ગઉ ભ્રી પ્રતીપાળ; મરતા લગી આપું નહી આણીશ તારો કાળ નધરો નીલ નફ્ટ છું, નપુંશક નર કહેવાય મારે મન તું તેવો સહી, હું નીશ્ચે માન મન માંય. હસ્તી નાસે જેમ સિંહ થકી, તેમ નાસીશ આણે ઠામ કહે કડકા કરીશ શું છું, હું જોઇશ મારૂં કામ.

ચોપાઇ—ત્યારે દઈતને મન ચડી છે રીસ, ગદા એક લીધી તે દીશ. ફેરવીને મારી જેટલે ચાલાએ ટોપી પહેરી તેટલે ઠામ અ-ગોચર પેઠો જઇ; એમ ઘાવ ખાગ્યો નહી; હોશીઆર રાજા તે થયો;

ઉતારી ટોપીને સનમુખ ગયો પુરૂ બરાબર મારે મન; હોંશ કરી એમ બોલ્યો વચન; તારે ગમે તો માર ઉચકી પહાડ મારે મન તો તરૂ સમાન એવાં વચન તેનાં સુણી રીસ ચઢી રાક્ષસને ઘણી. સાંગ એક મારી વીકરાળ; સુસવાટો કરતી આવી તે ઠાર; ત્યારે ટોપી શીરપર ધરી, પેઠો ગુફામાં વેગે કરી. વળી વિચાર્યું ત્યાં રાય હીમત રાખી સન્મુખ જાય; વળી મુખથી બોલ્યા તે વાર; બળ હોય તારૂં તે દેખાડ સુણી વચન ચઢી ઘણી રીસ માર્યું વૃક્ષ એક તેણે દીશ, તે પળ ચુકવી તત્કાળ; ત્યાંથી પછી દોડયો તે બાળ પેટ મધે ભટકયો જઇ. મારી લાકડી પગમાં સહી; ભાગી ગયા તેના બે પાગ; જુદા થઇને રહ્યા તે જાગ પૃથ્વી ઉપર પડયો ગતી ભગ રાજકુંવર બોલ્યો તેની સંગ, જેમ લાકડીએ ભાગ્યા પાય તેવું શીષ છેદીશ હું આંય. જીવતો આજ મેલવાનો નથી. એ વાત જાણજે સરવથી; મહા પાપી તુને કહીએ આજ, પરસ્ત્રી સાથે શું છે કાજ; રાજકુંવરનાં સુણી વચન. ક્રોધ ચડયો રાક્ષસને મન; મુખથકી કરી પોકાર રાક્ષસી માયા થઇ તઇયાર; સહસ્ત્ર રાક્ષસ નીકળીયા સહી કાળ સરીખા દીઠા તહી કોઇની હાથીના સરખી સુંઢ. કોઇની કાયા મોટી પ્રૌઢ; કોઇ પરમુખના કહેવાય કોઇ રૂંઢમુંઢ ઉભા થાય. કોઇની નાસીકા મોટી વિકરાળ પાડે બરાડા કકડાવે હાડ. એવી માયા રાક્ષસે કરી રાજકુંવરે હિંમત ધરી.

દોહરો—કહાડી તરવાર ને દોડીઓ કોઇ નવ દેખે કાય, મારે ઘાવ જે ઉપરે, તેના કકડા થાય માયા સહુ પ્રાજે કરી પાપીનું છેદયું શીશ; ભોમીનો ભાર ઉતારીઓ, તે વેળા તે દીશ. રાજકુંવર ત્યાંથી ગયો, મુરછા આવી તેની કાય; અવની ઉપર જઇ પડયો. રૂખચા આવી ત્યાંય દીઠાં પરાક્રમ તેહનાં આનંદ અંગ ન માય, ઉપરથી

જોડે મ્હાડીઓ, ઢોળવા લાગી વાય હાથ ફેરવ્યો તે ઉપર અમૃત કરી કરી ત્યાંય; તરત રાજા બેઠો થયો વિનતા લાગી પાય કર-જોડી કરી વિનતી. તે વેળા તે જાગ; જીવીતદાન આપ્યું મને રાખી મારી લાજ પાપીને પ્રાજે કરી, સરીયું મારૂં કાજ; મારા ખોલનાં કરાવું ખાસડાં રહું તુજ ચરણની પાસ. તોએ ઓશીંગણ થાઉં નહી. એવી વીનંતી કરે ખાસ; મુજથી જે બની આવશે તે કરીશ તમારૂં કામ, બંકાવળીને મેળવી. ચાલો મુજ મુકામ; એવાં વચન વિનતાએ કહ્યાં વળી જોડયા બે હાથ વચન પ્રમાણ મારૂં કરો, ચાલો મારી સાથ: એવી વિનંતી નારીએ કરી, ત્યારે મા-ન્યું મન મારગ ત્યાંથી ચાલીયા હરખ ધરી રાજન; મુકામે પોતે લઇ ગઇ, તે પુરમાં તે નાર. દુઃખીયા લોક દીઠા સહુ, રૂદન કરે છે અપાર માતપીતા કલ્પાંત કરે. શોધ કરે ચોપાસ ખોળવા કારણ પરવર્યા, એક સહુએ પોતાના દાસ કોણે હરી મારી દીક-રી, શોધી લાવો બાળ શું મુખ લઇને અમો રહું. આણીશ હું મારો કાળ, એમ કલ્પાંત ત્યાં થઇ રહ્યું, એવામાં ગઇ તે નાર. સાથે દીઠો માનવી તેની શોભા અપરમપાર માતાપિતા ઘણું હર-ખીયાં જાણે આંધને આવ્યા લોચન, રૂદીયાશું દાબી દિકરી, ક્યાં ગઇતી મુજ તન.

ચોપાઇ—પ્રસન્ન થયું પોતાનું મન, મુખ થકી બોલી વ-ચન; કોણ હરી ગયું તું તુને, પુત્રી સાચું કહેને મુને, તુજ વિ-જોગે તજતાં પ્રાણ, માતા પિતા ઘણું બોલ્યાં મુખ વાણ; પુત્રી કહે સુણો માત ને તાત તમો આગળ સાચી કહું છું વાત બંકા-વળીને હું મળવા ગઇ. એક દીવસ હું પાસે રહી; મળી ભેટીને પાછી ફરી, ઘણો હરખ મનમાંહે ધરી ઉડીને મારગ આવી જે-

ટલે, રાક્ષસ એક આવ્યો તેટલે; મુજને ઝાલી તેણી વાર, લઇ ગયો પોતાને ઠાર. બેડી પહેરાવી મારે પાય, નાખી કારાગ્રહની માંય સાત દીવસ હું કરૂં રૂદન, દયા ન આવે પાપીને મન. સાત દિવસ ને સાતજ રાત ઘણું દુઃખ વેઠયું મુજ તાત; આ માનવી આવ્યો તે ઠાર. એના પરાક્રમ તણો નહિ પાર રૂદન કરતી દીઠી જાણુ, આવી કરી મુખ બોલ્યો વાણુ, ભગની કહીને બોલ્યો મુખ કોણે દીધું છે આવું દુખ મને આપ્યું જીવીતદાન, ગણી પોતાની ભગની સમાન; એના ગુણનો પારજ નહિ. એની વાત શું કરીએ અહીં જો ન માનો મારી માત ઉત્તર દીશા તરફ એક પહાડ, સો જોજન ઇહાંથી ધાર, ત્યાંય રાક્ષસ પડયો તે ઠાર સહુઅ એક પડયા છે ધરણ; તે સરવેને પમાડયા મરણ, તેવાં પુત્રીનાં સુણી વચન, સરવે સભા થઇ પ્રસન્ન, રાજકુંવરને દીધું માન મુકયાં આગળ ફોફળ પાન. આપ્યાં દીવ્ય વસ્ત્ર શણગાર, આગતાસ્વાગતા કીધી અપાર; મુજ પુત્રને લાવ્યા તમો. ગુણ ઓશીંગણ થઇશું અમો; અમારા ભાગ્ય તણો નહિ પાર, કયાંથી માણસ આવે આ ઠાર; બે અપસરા આવી દાસ. રહેવા કારણ તેની પાસ; પુત્રીને કહે તારો બાગ, ત્યાંય રહેવાને આપો જાગ; તુજથી થાય તે કર ચાકરી જીવતદાન આપ્યું હેને કરી; આગતાસ્વાગતા એની કરો, જાય ત્યાં એની સાથે પરવરો.

દોહરો—જેવો બાગ ગુલઅંડાવળી તેથી સવાયું કામ, અદકું ઓછું એમાં નથી અચરત્ત પામ્યા તે ઠામ, સાંભળ્યું દુઃખ પોતા તણું ઝુરવા લાગ્યો મન, કરી ઠામ તેમાં રહ્યા ધીર મન કરી રાજન અપસરા બે મુખ આગળે સેવા કરે રાતદિન; વિજોગણી વેદનાએ કરી, ઝુરે પોતાને મન. રૂમઝમા આવી કરી. દિવસમાં બેવાર: અમૃત ભોજન મુખ આગળ કરી ધીરજ આપે તે ઠાર. સ્વર્ગપુરીમાં કાગળ

લખ્યો. મુખ આગળ સઘળી વાત; પુત્રી આવી ઘેર આપણી ચીંતા ન કરશો બાત રાક્ષસ એક ત્યાં લઇ ગયો, તેની કહાડી બાળ, એ રીતે લખી આપીયો, કાસદને તતકાળ. તે કાગળ લઇને ચાલીયો વાયુ રૂપને શી વાર; લઇને પોતે ત્યાં જઇ સભામાં નિરધાર કાગળ આપ્યો કર વિશે વાંચ્યો તેણી વાર; વાંચી મન ખુશી થયો હરખ્યો મન મોઝાર રાણીને ત્યાં જઇ કહ્યું તે પણ થઇ રળીઆત; મળવાને જાવું સહી એમ બોલી મુખથી વાત રજા લીધી રાજાતણી મળવા કારણ જાય; બંકાવળીએ વાત સાંભળી ત્યાં મળવા આવી માય. હું પણ સાથે આવું ત્યાં. મળ રૂપઅચ્છાની પાસ, ઉદાસી ભાગે માહારી થાએ જીવ ઉલ્લાસ વચન સુણી કુંવરી તણાં હરખી પોતાને મન બેડી તરત ભગાવીઓ કહાડી પુત્રીને તે દન ગગન મારગે બેઉ ચાલીયાં દાસી સાથે દશ વીસ જંજીરા ઉપર જઇ ઠરી, પો-હોર બે ચડયો દીન ખબર થઇ તે પુર વીશે. સામી ગઇ રૂપઅચ્છા કુમાર કાકીને ચરણે નમી બંકાવળી દીઠી તે વાર;

દોહરો—નમી બેટીને આવી પાસ, સહોદર સહુ બેડા ચો-પાસ. પુત્રીને પુછ્યા સમાચાર સંક્ષેપે સહુ કહેો વિસ્તાર બંકા-વળી રૂપઅચ્છા નાર પાસે બન્ને બેઠી સાર કાન મધે એક વાતજ કહી તારે મારે દોસ્તી થવાની અહીં વિજોગ છે તે સંજોગ થશે દુઃખ દારીદ્ર તારૂં જશે. કાન મધ્યે એક વાત કહી બંકાવળીએ ચીતમાં નવ લહી હઇડે દુઃખ તે મનમાં હશે મન મધે ઉદાસી વસે આગતા સ્વાગતા કરી અપાર એક દીવસ રહી તે ઠાર બીજે દીવસે માગી રજાવ. રૂપઅચ્છા બોલી તે ઠાર બંકાવળીને મુકી જાઓ આમો બન્ને બેન રહીશું આંય એના મનની ઉદાસી જશે મારૂં મન પણ શીતળ થશે. માટે રહેવા દેને અહીં, એવી મુખથીવાણી કહી વાત

દીવસની આપી રજાય મુકીને ગઇ તેની માય. બન્નેના મનની પહોંચે રળી રમે જમે એમ સાથે મળી; રમવા કારણ નીસર્યાં બહાર હાસ્ય વિનોદ કરે અપાર. એક સમે બેઠ બેઠી એકાંત, ભાંગવા કારણ મનની ભ્રાંત. સાંભળ બહેની ચતુર સુજાણ, રૂપચ્યા બોલી મુખથી વાણ એક વાતનો સંદેહ મુને, તે પુછું છું મુખથી તુને; રીસ નવ કરે તો કહું, નહીતો મનમાં સમજી રહું. બંકાવળી કહે નવ કરૂં રીસ, શું સંદેહ કહો આ દીશ; કેવો નર હતો કોની નાર, એટલું પુછતું છે આ ઠાર પુરૂષ તણું તે કેવું સુખ વીસ્તારી કહોને મુખ; એ વાત શું ખબર છે તુને વીસ્તારીને કહોને મુને. બંકાવળીને ચડી છે રીસ ક્રોધ કરી બોલી તે દીશ તેં શું મુજને લંપટ ગણી, મુખથી એવી વાણી ભણી. નર તણી શી કરડી વાત, નથી પરણાવી આપણે તાત. રાક્ષસને ઘેર જઇને રહી ભ્રષ્ટ થઇ તારી બુદ્ધિ ગઇ; એમ રીસ કહીને વાણી ઓચરી ત્યારે રૂપચ્યા બોલી સુંદરી; સહેજે વાત પુછું છું અમો રીસ શાને કરો છો તમો.

દોહરો—એમ કહીને હસી પડી, ફેરવી નાખી વાત; મનની વાત આપી નહી, વિચાર્યું મન સાથ. તે વાત છડાવી તહીં વીનોદ કરે અપાર રજની વીતી રંગમાં, ઉદે થયો પ્રભાત. દંતધાવનને કારણે બેઠાં બાગની માંહી: પુષ્પ વીમળ ખીલી રહી ફરવા નીકળ્યાં ત્યાંય. રમતાં રમતાં આવીયાં જ્યાં બેઠા રાજકુમાર; ત્યાં શોભા છે અતી ઘણી, લઇ આવી તે ઠાર. પંખી નાના પ્રકારનાં, મેના પોપટ સાર; તુતી લોહ લોહની બુલબુલ બોલે શ્રીકાર. શબ્દ નાના પ્રકારના, બોલે મધુરી વાણ રાજકુંવર ભણાવે તે સમે કોકીલ શબ્દ પ્રમાણ. મધુરી વાણીએ ભણાવતો સાંભળ્યો શ્યામાએ એ સાદ; અલૌકીક વાણી સાંભળી, પામી મન ઉલ્લાસ. રૂપચ્યા મુખે ઓચરી એક પંખી સુણ

ભંડાર; તેની શોભાનો પારજ નથી, એમ બોલી તેણે ઠાર બંકાવળી રીઝી ઘણું; આપણાથી શબ્દ વીશાળ જેવાને તે પંખીને લાગ્યો મનમાં ખ્યાલ. એવાં વચન સુણી કરી, લઇ ચાલ્યો તે ઠાર જુવે મનનો માન્યો તહીં, બત્રીસ ગુણ ભંડાર રાજકુંવરને ઓળખી, બંકાવળીએ ઓળખ્યો રાય. મોહબાણ વાગ્યાં અને ધરણી ઢળી અવની માંય. ચાર ઘડીએ શાંત થઇ, ઉઠયાં બેઉ જણ ત્યાંય; ફરી મુખ જોયું તહીં, આનંદ અંગ ન માય. ખુશાલી વાધી અતી ઘણી, બન્ને મળીઆં તે સાથ ચુંબન દેઇ ચાંપી રૂદ ભીડી ભુજની બાથ. હરખનાં આસુ આવીયાં ગયું નર નારીનું દુઃખ રૂપરચ્યા તે જોઇને બોલી પોતાને મુખ.

ચોપાઇ—રૂપરચ્યા મુખ બોલી વાણ, સુણ બંકાવળી ચતુર સુજાણ· તેં તો કુળને લગાડી લાજ, આ નર સાથે શું તારે કાજ. કોટે વળગી બેઠી પાસ, કરે બન્યો હાસ્યવિલાસ: આ તો તુને ઘટતું નથી સત્ય માનજે મનમાં કથી, સહેજ વાત પૂછી તે દીશ; તે ઉપર તુજને ચડી રીસ, આ કામે તો તું ભ્રષ્ટ થઇ, ચાતુરી સઘળી તારી ગઇ. નીચું જોઇને લજયા કરી, મુખ થકી વાણી ઓચરી. એ મન ભાવતો મારો પતી સત કરી માનજે વિનતી પરમેશ્વરે મેળવ્યાં આજ ઓલવાઇ મારા મનની દાઝ; તેં મેળવીઓ મારો નાથ, સર્વ આબરૂ તારે હાથ. ત્યારે રૂપરચ્યાનું ઘણું રીઝયું મન માની વાત વિગતની તે દન. એ નરની હું છું દાસ, પ્રીત કરી રાખ્યો મેં પાસ જીવતદાન આપ્યું છે મુને. તે સરવે માંડી કહું તુને દુઃખની વારતા વિસ્તારી કહી, તે સુણતામાં અચરત થઇ ભાઇ બેનની પરખી પેર તેડી લાવી હું મારે ઘેર તારા ઇશકથી ભમીઓ વન તે સરવે કહ્યું રાજન વચન બોલી હું મારે મુખ હું ભાગીશ તારૂં દુઃખ તે વચન પાળીયું આ ઠાર

મેળવીયાં બેઉ નરને નાર આમ કહીને બેઠી પાસ કરે વિનોદ આણી ઉલાસ એમ કરતાં તે રજની થઇ બન્ને બેનો ઉઠીને ગઇ પાછી ફરી તે લાગી મુકામ બંકાવળી બોલી એ કામ ગયું રત્ન આવ્યું છે હાથ કઇ પેરે લઇ જાશો સાથ વળી કદાપી થાશે વીઘન તો તો નીશ્ચે પકડી તન એ નર પાખી દેહ નવ ધરૂં આપઘાત કરીને હું મરૂં એમ કહીને રોઇ તે નાર રૂબચ્યા બોલી તે ઠાર હીંમત રાખી મનમાં રહે તું એ નરને પરણાવીશ હું, એમ કહીને આપ્યું વચન ખાન પાન કીધાં અપાર વીતી રજની તેની વાર દંતધાવન સ્નાનજ કરી રાજકુંવરી પાસે પરવરી ખાનપાન રંગને રાગ ત્રણ જણ બેઠાં સંગાથ.

**દોહરો**—સાત દીવસ એમ વહી ગયા, અવધ પુરી થઇ જાણ, રૂબચ્યા મુખ ઓચરી, બંકાવળી પ્રત્યે વાણ સ્વર્ગપુરીમાં જાઓ તમો, મળો જઇ માતને તાત કદાપી કોઇ આવશે. વીપરીત થાશે વાત હીંમત રાખી રહેજે તહી જાણે તે મુજ પાસ, થોડા દીવસે પહોંચાડીશું તારા મનની આશ. ચાકરી કરીશું એહની થઈ રહેવાની દાસ એની ચિંતા કરતી રખે માહરો પરમેશ્વર ખાસ પણ પકડી મોહોબતની પ્રીતશું, નિશ્ચે માનજે વાણ ભ્રાત તાત સરખા સહી. મારે મન એ આજ. જો ન પરણાવું રાયને ઇશ્વર કેરી આણ, સત્ય વચન છે માહરૂં. તારા કરમાં જાણ એવાં વચન શ્રવણે સુણી ત્યારે આણ્યો વિશ્વાસ ઉઠી કરીને પરવરી માત પીતાની પાસ દ્રષ્ટે દીઠી દીકરી. હસતું દીઠું મુખ પ્રસન્ન થઇ મનડા વિશે સમ્યાં સઘળાં દુઃખ હાસ્યવિનોદ કરે તહીં તેની માતા થઇ રળીઆત. રાજકુંવર મન દુઃખ ધરે તે વીસ્તારી કહું વાત બંકાવળી ગઇ ત્યાં થકી કુંવર મન ઉદાસ; રાત દીવસ ઝુરે ઘણું. બેઠો થઇ નીરાશ આંસુની ધારા પડે કર દઈ બેઠા કપાળ; રૂબચ્યા આવી તહી. તે લાવે તે કાળ

અમત વસ્તુ આગળ ધરી દુખે ઉતરીયું મુખ; જાણે રાહુએ ઘેરો ચંદ્રમા જોઇને પામી દુઃખ, હું તમને નથી દુભતી જીવન વલ્લભ જાણું કેમ દીલગીર બેઠા તમો. બાઇ સાચી બોલો વાણુ એવાં વચન સુણી નારનાં, બોલ્યો ચતુરસુજાણ; મોટું દુખ વિજોગનું, જશે અમારો પ્રાણ.

ચોપાઇ—એવાં વચન રાજાનાં સુણી રૂપચ્યાએ વાણી ભણી ફરી ફરી તમો આવો અહીં મારાથી ચાકરી થઇ નહિ તમારી સે વસા કરૂં જીવ્યું સફળ તે મારૂં કરૂં માટે રહો તમો એક માસ પહોંચાડીશ તમ કેરી આશ હીંમત મુકે કાંઇ સીધી નથી ચતુર છો વીચારો સર્વથી; માટે સ્થીર રાખોને મન વિનતા હશી બોલી વચન; એ વચન મિથ્યા નવ થાય, બંકાવળી પરણાવીશ રાય; જીવ ગયે ના મુકું નામ, કરૂં સર્વથી તમારૂં કામ. એમ કહી આપીયું વચન; રાજકુંવરે પાછું વાળીયું મન હાસ્ય વિનોદ પર ચીત કરી રૂપચ્યા ત્યાંથી પાછી ફરી જઇ પહોંચી માતાની પાસ મળી કરીને બેઠી પાસ જાણે વાદળમાંથી ઉગ્યો સુર ઉતરી ગયું વિનતાનું નુર કમળ પુષ્પ કરમાયું જેમ, પુત્રીનું મુખ શોભે તેમ, શું દુઃખ છે રે દીકરી, સાચી વાત કહો વેગે કરી. માતાજી કહેતાં આવે છે લાજ. કહ્યા વિના નવ સરે કાજ રિસ નવ કરો મારી માત; તો તો કહું માંડીને વાત એમ કહીને ભીડી બાથ ત્યારે બોલી પુત્રીની સાથ વાંક ગુનો મે બક્ષ્યો તુને સાચી વાત કહોને મુને, ત્યારે રૂપચ્યા બોલી, વાણી સાંભળો માતા ચતુર સુજાણ; ધરમ તણો જે છે મુજ ભ્રાત. જેણે જીવતદાન આપ્યું માત રાજવશી રઢીયાળું રૂપ મિરકસ્તાન તણો તે ભુપ, મહા બળીયો ને ચતુર સુજાણ, બેન કહી બોલે છે વાણ બંકાવળીનો આશક એહ તેના વિજોગથી તજે છે દેહ પુછી કરી મેં લીધો પાઠ

તમ આગ્નેજ સાચું કહું આ ઠાર; મુજને જીવાડી એણે માત નહી તો રાક્ષસ કરતો ઘાત તે ઉપકારી પામે દુઃખ ધિક્કાર પડયું આ મા-હરૂં મુખ ગુણઓશીંગણ થાઉં જાણ્યું તો તો જીવવું મારૂં પ્રમાણ; હિન-વચને વાણી કહી માતા મનમાં સમજીને રહી.

દોહરો—પુત્રી ત્યાં બોલી રહી, પછી બોલી તેની માત પુત્રી તેં તો કહી મુને તે વીપરીત સરખી વાત એ કામ કઇ પેરે થશે આપણ અપસરા અવતાર; ઇંદ્રાસન જાવાની ગતી, દેહ રહે તે ઠાર માનવ સાથે સંબંધ નથી દ્રષ્ટે નવ જેવુ વદન; અડેથી અભડા-ઇએ વિચારી જેને મન તે પ્રપંચનું પુતળું; આપણ અમી કાથ; તેજ તણા અંધારથી બળીને પ્રલય થાય અવળી ગંગા કઇ પેરે વહે, પશ્ચિમ ઉગે ભાણ; મેરનાં પાણી કેમ મોભે ચડે; પુત્રી ચતુરસુજાણ આળસુને ગંગા કઈ પેર મળે. સિંહને ફેર મળે શિયાળ; શારદુલને શ્વાન કેમ મળે વિચારી જો તતકાળ. કોટી ઉપાય એ નર કરે પણ નવ પામે આશ; પણ જીવત દાન તુને આપીયું તેને કેમ કરીએ નીરાશ. ઉપકાર તો એણે કીધા. મુકાવી તુજને તહી. પાપીને પ્રાજે કર્યો. ગુણ કેમ ભુલું અહીં માટે પુત્રી માહરી; કરીશ એનું કામ; ચીંતા તજ તું દીકરી; કહું તે કર આ કામ છેઅી ઉતારી એ નર તણી; તું લાવને મારી પાસ; તે લઇ જઉં સ્વર્ગપુર [ શે. પીરોજ-શાની પાસ રાજા રાણીને રીઝવું; વિચાર કરીશ તે જાગ; માહારૂં ચાલશે જઇ કરીશ; તે પછી એનુ ભાગ્ય એવાં વચન સુણી માતનાં; પુત્રી થઇ પ્રસન્ન ત્યાંથી પાછી ફરી ગઇ; જ્યાં બેઠો છે રાજન, કાગળ પોતે કહાડીઓ લખીગો પટમાં ભુપ; નખથી તે શીખા લ-ગી. શોભે દેવ સ્વરૂપ દેવ વસ્ત્ર શોભી રહ્યાં; આભુષણનો નહિ પાર; જાણે ઇંદ્રસભાનો રાજીઓ; શોભા અપરંપાર. રૂપચ્યા લાગી સહી.

માતા કેરી પાસ; જોઇ છબી તે નર તણી શોભા સુર્ય પ્રકાશ.

ચોપાઇ—દીઠી છબી ને હરખી મન; ઉઠી તે વેળા તે કન ઉઠી કરીને ચાલી ગઇ; સ્વર્ગપુરીમાં વેગે વહી; રાજા રાણીએ જાણી વાત; મળી બેઠી થઇ રળીયાત. ઇચ્છા મળવા કેરી થઇ તે કારણ હું આવી અહિં ભલે પધાર્યા આણે ઠામ, વિનોદ વાત કરી તે ઠામ દેરાણી જેઠાણી બેઠી પાસ. કરે વાત આણી ઉલ્લાસ હોશનાં આશા બોલી ત્યાં વાણ; સાંભળ વીનતા ચતુરજાણ. તે વિનના બોલી તે દિન; સાંભળ સૈયર મારી બેન તમો તે કહી સાચી વાત કુંવરીએ માંડયો ઉત્પાત; કુળને લગાડવા બેઠી લાજ; તમ આગળ કહું છું સાચી વાત કહે છે માનવીને વરૂં નહિ તો હું કુંવારી મરૂં ગાંધર્વ સાથે પરણવાની નથી, સમ ખાઇ કહું સર્વથી, રમવા ગઇતી બહાર; કો માનવીને નિરખી આ ઠાર. તે દેખીને હરખી મન એ નર વરવાનું એનું મન; તેની હઠ લઇને રહી, કુળ બોળવાને બેઠી અહિં કુળનું બોળવાને અહીં નામ; તમ આગળ કહું છું આ ઠામ. એવાં વચન વિનતાનાં સુણી; હોશનાએ વાણી ભણી, તમે કહ્યું તે પર દ્રષ્ટાંત ભાગી મારા મનની ભ્રાંત.

દોહરો—દયા ધર્મ ને ચાતુરી, ગુણ લક્ષણ ને બુદ્ધ ઉમેદવારી સહુથી ઘણી, મધળી વાતનું સુખ હોંશીયારી સઘળી વાનમાં દીલગીર નહિ એનું મન; પરઅણુ પરમારથી; કરે દાન ને પુન્ય; ભક્તિ ઘણી ભગવાનની, હરિ કથા ઘેર થાય. અસતથી અળગો રહે. અધર્મ ઉપર નવ ધાય ખાનપાન મનમાનતાં ઘેર ઘેર ઓચ્છવ રંગ સત્ય ધર્મ પાળે સહી, આનંદ સઉને અંગ રૂપવંત પુરૂષ ઘણા શું કરૂં મુખે વખાણ જોતાં આંખ ઠરે આપણી વાગે મોહનાં બાણ વળી પરસ્વાર્થ પાળે ઘણો. ભક્ત આધીન ભગવાન. દયા દષ્ટી

સહુ ઉપર સહી અકલ ચતુર સુજાણ. અંતરજામી મન વિષે, તેને છે સર્વ સમાન અવર પુરૂષ સરવ તજ્યા, સમ ખાઇને બેઠી જાણ કદાપિ કો નર પરણવાશે, તો તજશે પોતાના પ્રાણ બાળહત્યા શીર બેસશે વળી જાશે પેટનું તન એક હાની બીજી હાંશી થશે વળી વિચારી જુઓને મન. એવાં વચન શ્રવણે સુણી વિનતા થઇ પ્રસન, તમો કહો તે કીજીએ સાચી કહી તમે વાત ત્યારે પેલો કાગળ ધર્યો; એ સીરકસ્તાનનો રાય છબી છે તે નર તણી, શોભા અપરમપાર આપણા કરતાં નાજુક એ, કાગળ મધે એ સાર તે નર કદી અહિં આવશે તો સઘળું થાશે કામ જોઇ છબી તે નર તણી પ્રસન થઇ તે ઠામ, વળી હોશના પ્રત્યે કહી. તે વિનતાએ વાત, એ નર કેઇ પેરે આવશે, કેમ થાશે રળીયાત માન્યું મન માનવ ઉપરે તો પરણાવું આ ઠામ. પીગળીને પાણી થઇ ટણુક કર્યું તે કામ. હોશના તવ બોલી તહીં, તે વેળા તે સાથ; તેવી વાત હું તમને કહું, તે સાંભળો સાક્ષાત.

ચોપાઇ—એ નરને શોધી લાવશું અમો, એની ચિંતા નવ કરશો તમો; સીરકસ્તાન છે એનો મુકામ માણસ મોકલી તેણે ઠામ. મારે ઘેર તેડાવીશ રાય, નિશ્ચે માનજે મારી માય; ધવલ મંગળ ગવરાવો ગીત હરખ આણીને પુરી પ્રીત. સામગ્રયા કરાવો તૈયાર, મંડપ રચાવો અપરંપાર. સાતમે દીવસે લઇ આવું જાન, દેવતાઇ હોશે રાજન લાખેણા લહાવો લીજીએ કન્યાદાન કોડે દીજીએ. અમો સંજ્જ તે મારે થઇ સાતમે દીવસે આવશું અહિં હોશે નાર ગઇ ઉલાસણી, તે રાણી ગઇ રાજાની ભણી સઘળી વાત વિસ્તારી કહી, હોશના પોતાને ઘેર ગઇ હરખાયું ત્યાં નગ્ર વિશાળ. કહ્યું વરને પરણવા બાળ, પરમેશ્વરને ઉંચ નીચ નહીં જાણ સરવે સમાનજ તેને

જેવી કુંવરી તેણું તે જાગે દુઃખ નિત્ય નિસાસા નાખે મુખ માટે કુંવરી પરણાવો સહી મારૂં મન તો રાજી અહીં કન્યાદાન કોડે દીજીએ બાંધેણા લ્હાવો લીજીએ એમ રાણી બોલી વાણુ, છબી આપી કરમાં તે જાણુ સાત દીવસમાં આવું લઈ માટે સામાન કરોને સહી; દેવતાઈ રૂપે છે તેની દેહ દેખી છબીને ઉપજ્યો સ્નેહ. તન મનથી થયાં રળી-યાત રાણી પ્રત્યે બોલ્યાં વાત તે ઉપર રાજી સહુ તમે, લ્યોને પર-ણાવીએ પુત્રી અમે. પુત્રી મન થાશે રળીયાત તો ત્યાં કરૂં વિવાહની વાત એમ કહી તેડાવી દાસ, લઈ જાઓ બંકાવળીની પાસ; એ છબી દેખાડ જઈ તું રાજી થાય તો પરણાવું હું. પોંચાડું તારા મનની રળી એમ કહી દાસી મોકલી આવી તે બંકાવળીની પાસ. દીઠી છબી પામી હુલાસ; દીઠો મન માનતો હરખ્યું મન, ધન્ય ઘડી ને આજનો દન. રૂદીયાં સાથે દાબી ફરી, સખી પ્રત્યે વાણી ઓચરી; આજ તો ભળીયું મારૂં ભાગ્ય આશક મળ્યો આણી જાગ તુજને કંઈ અજાણ્યું નથી, તે નર જોવા ઇચ્છા સર્વથી; વચન બંકાવળીનાં સુણી, સમેહપરીએ વાણી ભણી.

દોહરો—સમેહપરી ત્યાં ઓચરી, પહોંચી મનની આશ; તુજ પીતાએ છબી મોકલી પ્રિતે તમારી પાસ. એને પરણાવું હેતથી જો માને કુંવરીનું મન; સભા વિશે એમ બોલીઆ રાજા મુખે વચન. મનનો માન્યો મળ્યો તુંને, પહોંચ્યા મનના કોડ; વિજોગના સંજોગ થશે, પરણશે જુગત જોડ. પ્રસન્ન થઈ તે પ્રેમદા, એ રૂપચ્યાનું કામ; તે તેણી કીરપા થકી પહોંચી મનની હામ. એમ વિચાર્યું મન વિશે, આનંદ મહાલ્યા અંગ હસી વચન મુખ ઓચરી સાહેલી કેરે સંગ. પ્રતીઉત્તર ત્યાં કહાવીયો, તમે પીતા હું તન તમને ગમે તો મને ગમે હરખ્યું મારૂં મન; એક ગાય બીજી દીકરી જ્યાં તેડો ત્યાં જાય. લખ્યાં

લેખ કરમે સહિ તે મિથ્યા નવ થાય. મારૂં મન રાજી સહી તમે કહી તે વાત એ રીતે ત્યાં કહાવીયું દાસી કેરે સાથ. સમેદપરીએ જઇ કહ્યું તમ પુત્રીનું રીઝયું મન; એ નરને પરણાવો મને એમ બોલી મુખ વચન. ત્યારે રાજા મન રીઝીયો ખુશાલી વાધી ઘેરઘેર; મંડપ રચાવ્યો મોકળો સામાન કર્યો બહુ પેર હોંસે નાર ત્યાંથી ગઇ, ચતુરાઇ થકી તે ઠામ શીરકસ્તાનનો રાજીઓ; આવ્યો છે આપણે ગામ. જીવતદાન આપ્યું પુત્રીને, રાક્ષસનો ફેડ્યો ઠામ.તેના ગુણનો પારજ નથી શું ઓશી ગણુ થશો રાય. એક ગુગુ આગળ કીજીએ તો જશ વધે પુર માંય ગ કારળી આવી અહિં, તેણે દીઠું રાયનું મુખ. આશક પડીને તે વરે, તજીને બેઠી સુખ. માત તાત રાજી થયાં પુત્રીનું રીઝયું મન પિરોજશાહે એમ કહ્યું પ્રસન્ન થયું મુજ મન જાન લઇ આવ્યા તમો, એવું કહ્યું મુખ ત્યાંય, માટે કામ એ કીજીએ, તો જશ વાધે જુગ માંય ગુણ ઓશીંગણ થાઓ તમો તો હરખે મ્હારૂં મન, હસી કરી એમ બોલીયાં, સ્વામી સાથે વચન.

ચોપાઇ—ત્યારે મુજફ્ફરશાહ બોલ્યા વાણ, સાંભળ રાણી ચતુર સુજાણ, નવી કહેવી તે કહો વાત, કયાં ગાંધર્વ કયાં માનવજાત, દેવતાને દુર્લભ છે વસ્ત તે માનની કેમ ઝાલે હસ્ત. કુંવરી કેરૂં રાજી છે મન, વળી માતપિતા છે પ્રસન્ન. વળી તારી સંપુર્ણ મહેર, કરો કામ એ રૂડી પેર; જો ગણો તો કરો એ કાજ, ઓશીંગણ થાઓની આજ. કરવું આપણે એવું કાજ, એવો સવાલ કર્યો તે જાગ. કાસદ એક આવ્યો એટલે, બોલાવ્યા રાયને તેટલે; કાગળ કરમાં આપ્યો જાણ, મુખ થકી તે બોલ્યો વાણ; પિરોજશાએ મોકલ્યા આંય, લખ્યા પ્રમાણે કરજો ત્યાંય. શ્રી જંજીરા છે એક ગામ, મુજફ્ફરશા રાજનું નામ; લખીતંગ સ્વર્ગપુરી શુભ નામ, પિ-

રોજશાના દંડવત પ્રણામ. લખી વિનતી એ છે સાર, બંકાવળી છે મારી કુમાર, તેનો જાય છે કન્યા કાળ. નથી ગમતો ગંધર્વનો બાળ, પચ્છાવર ધરે છે સહિ, એમાં આપણું કાંઇ જોર નહિ; કહે છે માનવી સાથે વરૂં, નહિતર દેહ પાડીને મરૂં; એવી હોડ પાડીને રહી. માટે એને શું કરીએ અહિં સીરકસ્તાન તણો જે ભુપ, તેનું પટ માંહે દીઠું રૂપ તેડી ખોળ કરી લાવજો, જાન લઇ વહેલા આવજો; અહિંયાં સામાન કરીએ તૈયાર, સાત દિવસમાં આવજો આ ડાર. એવું પત્ર વાંચ્યું રાજન મુજફ્ફરશાનું હરખ્યું મન: વહેંચ્યા ગોળ ધાણા ને પાન, સજન તેડાવી બોલ્યા વાણ. તેડયો કુંવરને આણી ઉલ્લાસ, મુજફ્ફરશાહે બેસાડયો પાસ, ગાંધર્વ મળ્યા છે અપાર, તે સરવેમાં વધારે ભાર. એના બળ પ્રાક્રમનો પારજ નથી, સહુ રાક્ષસ મારી સરવથી, મુકાવી મારી દીકરી તે ગુણ કેમ જાઉં વીસરી. મુજ પુત્રીને તો ભગની કહી; તે વચન તો લોપીએ નહી, નહી તો કરત તમારી દાસ, સેવા કારણ આપત પાસ માટે ભાઇની દીકરી જાણ તેને કબુલ કરો નીરવાણ એમ કહીને તીલક કરયું શ્રીફળ સોપારી કરમાં ધરયું જાણે તારા મધે જેમ શશી એવું રૂપ રહ્યું છે હશી ગાંધર્વ સરખાં ગોરાં ગાત્ર રાજકુંવર આગળ તૃણ માત્ર, જોઇ કાંતીને હરખ્યું મન નરનારી સહુ થયાં પ્રસન્ન રૂબરૂઆ ઘણી હરખી કાય પીડી ચોળી રાજાને ત્યાંય દિવ્ય વસ્ત્ર સોળે શણગાર નાટારંગ થયા અપાર.

દોહરો—પુરમાં ખુશાલી થઇ રહી; ચિત્રવીચીત્રનાં કામ, ચંદરવા ઘેર ઘેર જરી તણા, અમુલ્ય બીછાનાં સાર, રોસનાઇ ઘણી થઇ રહી, ઉદ્યોગ ઠામો ઠામ, રાગ તાન વાજે ઘરે ઘરે છત્રી વાજાં વાય નરનારી સહુ મગન છે, કરે ખુશાલી ત્યાંય ભક્ષ ભોજન ભલી ભાતનાં અમરત વસ્તુ આહાર, નગર ભોજન

નિત્યે કરે, શોભા છે અપરંપાર, રાજમંડપ તણી રચના કહેતાં કહી નવ જાય; વીશ્વકરમા ભલા ભમે, તેથી બહુ [illegible] રત્નમણી જડાવ સઉ હીરામ માણેક લાલ, સુવર્ણ થંભ શોભી રહ્યા અને શોભે પરવાળ, તકીયા ગલેચા જડાવમાં. રંગ બેરંગી ખાટ જળહળ જ્યોત ઝળકી રહી નવ જાણે દીવસ કે રાત ઈંદ્રપુરી કોણ માત્ર છે, એવી મંડપ રચનાય પીરોજશાહ હરખીયો ઘણું આનંદ અંગ ન માય; બંકાવળીને ખુશી ઘણી, પીઠી ચોળી છે કાવ આભુષણની ગણતરી નથી ત્યાં સો દાસી રક્ષાય અપસરાને સઘળી સુંદરી સહુ ઉદેકાર ઉદયોત આભુષણ વસ્ત્ર શોભી રહ્યાં જાણે વીજળી કેરી જ્યોત રંગ રાગ બેડા કરે બંકાવળીની પાસ હાસ્ય વિનોદને ચાતુરી સહુ મનમાં હુલ્લાસ લગ્ન દીવસ આવ્યો તહિં મુજફરશા લાવ્યા જાન, ઉતારો આપ્યો સહી, દીધાં ઝાઝાં માન રૂપચ્યા સાથ નાર બે અવર બીજી સહુ નાર. પુરૂષ પ્રતાપી પરાક્રમી ગંધર્વના કુમાર. તે જાનની પાસે સહુ ઊતર્યા વરરાય તારા મધે જેમ ચંદ્રમા તેમ શોભે કુંવરની કાય એવું રૂપ શોભી રહ્યું જોતાં હરખ્યાં સહુનાં મન, આંખ ટાઢી સહુની થઇ, નગર વાસી સહુ જન.

ચોપાઇ—આવી બેડા અન્યો અન્ય ત્યાંય આનંદ સહુને અંગ ન માય સહુ સજજન સહોદર જોડ પોહોંચ્યા સહુના મનના કોડ, ખાનપાન કીધાં બહુ તહી લગ્ન તણી વેળા તો થઇ બંકાવળીને શણગારી તહીં તેની ઉપમા નવ જાએ કહી વાળે વાળે મોતીની દહેર પ્હેરીને બેઠી છે ઘેર નેત્ર અણીયાળી અંજન સાર કરૂ આભુષણનો નહી પાર, કાને જાલતી જળકે જ્યોત. જાણે ભાનુ થાય ઉદ્યોત; લલાટ ચાંદલો શોભે સાર જાણે વીજળીનો ચમકાર

દંત મધે શોભે રેખાય જાણે તારા ચળકે આંય અધર મધે શોભે પર વ્રાળ. નારંગી સરખા શોભે ગાલ, કુચ ઉપર કંચુકી તંગ તે મધે જડાવ છે નંગ તે ઉપર ફુટી છે વેણુ જાણે મણીધર ફેરી ફેણુ વસ્ત્ર કસુંબીની શોભા દીસે તે દેખીને મનડું હસે આભુ-ષણુ રત્ન જડાવ. તેની શોભાનો નહી પાર કટીમેખલા શોભે લંક તેણે વાળીઓ આડો આંક જેવો જાણે કદળીનો છોડ તે મધે ક્ષણુ નહી ખોડ, પગની પાની કુમ કુમ વરણુ ઠમઠમ કરતી કરતી ધરે છે ચરણુ કલ્લાં કાંબી લંગરને હાર. તેનો નાદ થાય ધમકાર મદભરી હાથીણી હોય જેમ, ચાલ જેવી શોભે છે તેમ. સજ્યાં વસ્ત્ર સોળે શણુગાર મુખ જપે છે રાજકુમાર સ્વામી સ્વામી જપે છે મુખ, ક્યારે પામીશું તેનું સુખ રાજકુમારને હરખ ન માય, તેની શોભા શી વર્ણવું આંય, મુખ શોભે જાણે કમલ સમાન રૂપે જાણે ઉગ્યો ભાણુ નેત્ર જાણે મોહીનીનો ફંદ; ભ્રકુટી જાણે પુનમનો ચંદ્ર, કપાળ શોભે શોષ આકાર નાશીકા જાણે તેલની ધાર; એવું રૂપ કર્યું છે ર-શી જાણે આભમાં સુરજ શશી કાને કુંડલ શોભે છે લાલ મુગટ માથે શોભે છે લાલ; શોભી રહી છે વાંકી પાઘ, શીરપેચ જડીત્ર બાંધ્યો તે જાગ ફરતી મોતીની ત્યાં ઝુલ. શોભી રહ્યાં તે માંહે ફુલ હીરા દંત શોભે છે વિલાસ; વાણી સુણવામાં આવે ખાસ. કંઠે મોતીની માળ, શુભ તિલક કર્યું છે લાલ; જરીનો વાઘો શોભે ઉદ્યોત. જાણે તે ઝગમગતી જ્યોત. જોતાં આંખ સહુની ઠરી; ગુલબંકાવળી હરખ્યાં પ્રા-ણી; જાણે ઈંદ્ર સભાનો રાય; તેવી શોભે માનવની કાય.

**દોહરો**—લગ્ન સમય થયો તહિં; વરઘોડો થયો તઇયાર સ્વાર પાળા શોભી રહ્યા. તેની શોભા અપરંપાર. દીવ્ય વસ્ત્ર શોભી રહ્યાં ઘોડે થયા અસ્વાર; બીજાં વાહન શોભી રહ્યાં; ઉંટ-

શો કહું વિસ્તાર હસ્તી ઘણા હલોસમાં; રત્નજડીત છે સહુ સાજ પગમાં તોડા સોના તણા; શોભી રહ્યા ગજરાજ. ધજા નેજા ઝળકી રહ્યા, થાય છત્રીસે નાદ, ઢોલ ઢમકે વાગી રહ્યાં, કાને ન પડે સાદ, રૂસનાઇ શોભા કહેવાતી નથી. અપરંપાર અપાર; મેતાબ છુટ ત્યાંથી બહુ; ઉદ્યોતકર તે ઠાર, અપસરા નજર ત્યાં કરે, તેની શોભા કહી નવ જાય; મુજફ્ફરશાહ જાણે સહી; હરખ અંગ ન માય જારકણી પાછળ થઇ રૂબસ્યા પોસનહાર; અવર અપસરા અતી ઘણી; તેની શોભા અપરંપાર. વાસી સ્વર્ગપુરી તણાં; જાણે સઘળા લોક. મુખ જુવે વરરાયનું સમી જાય છે શોક. છજાં ઝરૂખા અટારીઓ, કોઇ જાળીમાં કોઇ બહાર જોવા કારણ સહુ નીસર્યા, નાનાં મોટાં નરનાર, ઇંદ્રતણી સહુ અપસરા, તે શોભા કહી નવ જાય, તે જોઇ મુખ રાયનું મન મગન થઇ છે કાય કામદેવથી અધીક છે ઇંદ્ર રાજા કોણ માત્ર દીવ્ય વસ્ત્ર ઝળકી રહ્યાં, ઘણી શોભા છે ગાત્ર; ઘેર ઘેર ને બહાર બહાર વરનું વખાણે છે રૂપ. ધન ધન એ માનવી મૃત્યુ લોકનો ભુપ ધન ભાગ્ય બંકાવળી તણું એ નરનો ઝાલશે હાથ. જનમ સફળ એનો થશે એમ કરે સહુ વાત. ફેરવ્યો વરઘોડો શહેરમાં, પછી ગયા મંડપ દ્વાર; ત્યાં જઇને ઉભા રહ્યા ને વરત્યો જેજેકાર; રાણીએ લીધો પટ પોંખીને; બેસાડયો માંયરામાંય. અંતર પટ વચમાં ધરી કન્યા પધરાવી ત્યાંય. વેદની ધુન બ્રાહ્મણ કરે જોશીએ સાર્યા લગન, હસ્ત મેલાપ ત્યાં કર્યા આનંદ થયો સહુ અંગ કુળ રીત તો ત્યાં કરી; પહોંચ્યા મનના કોડ; નરનારી પરણીને ઉઠીયાં બેઉ જણાં જુગતે જોડ.

ચોપાઇ—કુળ આચારની રીતે કરી, રાજકુંવરને કન્યા વરી; પોતી સહુના મનની આશ. થયા પ્રસન્ન આણી ઉલ્લાસ; કર્યા મંગળ આપો કંસાર જેજેકાર વરત્યો તે ઠાર. કન્યાદાન આપ્યું તે રાય.

આનંદ તેને અંગ ન માય: આપ્યાં મણી મુક્તાને માળ. વાહન અશ્વ અને સુખપાલ દીવ્ય વસ્ત્ર આભુષણ સહી; તેની શોભા નવ જાએ કહી. આપ્યા મોટા મહેલ અવાસ, સેવા કારણ આપી દાસ; સિદ્ધિ નવનીધી સહી; કશી વાતની ઉણુપ નવ રહી. વાજતે ગાજતે કર્યા વિદાય; સજન સરવે વળાવાને જાય. મહેલમાં ઉતર્યાં નરનાર; રાજકુંવરને કર્યો જુહાર મળી બેઠી સહુ ગયા મુકામ પોહોતી મનડા કેરી હામ; અંકાવળી બેઠી સ્વામીની પાસ, કંઠ માંહે ઘાલીને હાથ; પ્રેમે પ્રેમ ગયો ત્યાં મળી; પોહોતી બેઉના મનની રળી. સુખ સજ્યા ઉપર સુતાં જાઇ અમુલ મોતી વિંધાયું તહી, વિનતાને પોહોંચ્યો અભીલાષ; કંઠે લાગી સુતી પાસ, ચાર પોહોર રજની રંગ રમી; વિરહની વેદના સઘળી શમી. પ્રાતઃકાળ થયો જેટલે સાદ કર્યો પછી તેટલે; અંકાવળી કહી દીધો સાદ ઉઠો બ્હેન આણી ઉલ્લાસ; નીરખે સુતાં નરને નાર, કામ થયા હવે મનમાં સાર એવાં વચન સુણી તે ઠાર; ઝડપ કરીને ઉઠી ઠાર. વસ્ત્ર સજીને ઉભી થઇ રૂપસ્યાની પાસે ગઇ, બેઠી બ્હેન તે મને પામ; અન્યો અન્ય કરે છે હાસ્ય.

દોહરો—રૂપસ્યા મુખ ઓચરી. તારી પોહોંચી મનની આશ. સુખ સાગર તેં ભોગવ્યું. સુતી સ્વામીની પાસ. બ્હેન તુજ પ્રતાપથી, પોહોંચ્યા મનના કોડ. લાહાવો લાખેણો લીધો સહી, સુખ ભોગવ્યું જુગતે જોડ. હાસ્ય વચન મુખ ઓચરી; કોઇ આશુક માશુકની થાય સુઘડ નરની સંગે રમે તો. સંદેહ મનનો જાય, સ્ત્રી એ સુખ સ્વામી તણું, ઝાઝું નથી એમાં સાર; એ વાતનો સંદેહ ભાગશે જ્યારે તું પરણશે નાર. એવાં વિનોદ કીધાં મળી પછી માગી રજાય. માત પિતા, પુત્રી ત્યાં થકી જીંજીરા ગઢ જાય. રાજા રાણી બન્ને મળ્યાં કુંવરને કર્યા જુહાર. રત્નજડીત મહેલ ને માળીયાં, ઉતર્યા તે ઠાર. વૈભવ ભોગ-

ભ્યો ભલી ભાતનો:, નરનારી એકને પાસ; કનક સિંહાસન બેઠાં સહી, શીરપર ચમર ઢોળાય. વાતો કરે ભલી ભાતની, હૈડે હરખ ન માય. ઇંદ્રમંડપ શોભે અતી રળીયામણો. તેની શોભા શી કહું સુખ, ત્યાં અપસરા નૃત્ય કરે સહુ લેશમાત્ર નહિ દુઃખ, ગાન સહુ કરે તારૂણી, ઉમેદ આણીને અંગ બંકાવળી બેસે સહી. સ્વામી કેરે સંગ દેવાંગના સહુ દેવની તે માનવ દેવ માન. બંકાવળીની દાસી છે માટે કરે સહજ ગાન. અપસરા અનેક ત્યાં સહી, એક એકથી રૂપ અપાર. તે સરવથી સરદાર છે બંકાવળી ગુણ ભંડાર. માટે સહુ આધીન છે સરવે રહી હજુર. સુખ ભોગવે છે નર તણું દિન દિન પામે નુર.

ચોપાઇ—ઘણા દીવસ એમ ભોગવ્યું સુખ, રાજકુંવર પાછે બોલ્યા મુખ. બંકાવળી પ્રત્યે બોલ્યો વાણ. સાંભળ વિનતા ચતુર સુજાણ માત પીતા સહોદર જન તેને મળવા મારૂં મન. લાખી મનમાં ધરતી હશે દુઃખ તજી બેઠી હશે સર્વે સુખ. મારે વિજોગે તજશે પ્રાણ તેની હત્યા મુજ શીર જાણ ત્યાં પણ બાગ બગીચા મહેલ ત્યાં જઇ ને કરશું બહુ સ્હેલ. જો તારા મનને ગમે નાર. તો ચાલીએ કુટુંબ પરિવાર એવાં સ્વામીનાં સુણી વચન પ્રસન થયું વિનતાનુ મન તમને ગમતું હોય ભરથાર. તો વાણે જઇએ તે ઠાર. માતપિતાની માગું રજાય. કાલે કુચ કરીશું રાય, એમ કહી તૈયાર કર્યો રથ. માગી શીખ લીધો પછી પંથ: જ્યાં છે પોતા કેરી માત પીતાને મળ્યા સુજાત હું પણ સ્વામીની સાથે પળું સર્વ સહોદર જઇ મળું; માટે મા જી રજા દીજીએ. વહાણું વાતે સિધ કીજીએ, એવાં પુત્રીનાં સુણી વચન, હરખ્યું તે નારીનું મન, તેણે સ્વામી વિનવ્યો જઇ હકીકત પુત્રીની કહી જમાઇ માગે છે રજાય આપો તો પોતાને દેશ જાય. માટે શીદાય કરો



નુર તે નાર મળે જાઇ કુટુંબ પરીવાર, ત્યારે રાજા થયો રળીઆત, રાણી પ્રત્યે બોલ્યો વાત. કાલે સવારે કરશું કામ પહોંચાડીશ પુત્રીને ઠામ બંકાવળીને કહ્યું તે ઠાર કાલે વિદાય કરશું નાર તારા બાપે કહ્યું છે મુખ પુત્રી કેરાં ટાળશું દુઃખ આપશું ગજ રથને તોખાર વીદાય કરીશું રાજકુમાર ઘણો હરખ મનમાં ધરી, સ્વામી પાસે તે પરવરી સઘળી વાત વીસ્તારી કહી, સુખસજ્યા પર સુતી જઇ, અમરત મેવા કીધા આહાર; હવે તેડાવો રાજકુમાર.

દોહરો—પીરોજશા મન રીઝીયો તેડાવીયો રાજકુમાર, પાસે લઇ બેસાડીઓ. સભા મધે સાર સરપાવ લાખોનો આપીયો આભુષણ અમુલ્ય વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં શોભા થી કહ્યું અતુલ્ય માણેક લાલ લીલમ સહી, મુક્તામણી મહામોટ; ભરી પેટીઓ ત્યાં સહી, તેને શાની ખોટ. અશ્વ આપ્યા એક સો તીહાં પાંખાળા તેજી જાત ગગન મારગે પરવરે. અરૂમુખી પટોળી ભાત, હસ્તી એક અઇરાવતી અંગે શોભે શુભ સાજ; પલાણે ફરતાં મોતી સહી મધ્ય જડી પરવાળા, વાહન બીજાં અતિ ઘણાં, તેની શોભાનો નહી પાર, કવિ કહે શું વરણવું, એ રચના એ ઠાર. એકસો દાસી આપી સહી એક એકથી અદકુ રૂપ; સો રાક્ષસ આપ્યા સાથમાં તે સાથે બોલ્યા ભુપ સીરકસ્તાન મુકીને આવજો પાછા આપશે મુકામ, કુલની પ્રમાણે મુકજો. એમ બોલે તે ઠામ. બંકાવળીને સાસરવાસો કર્યો અપરંપાર અપાર; આભુષણ ભલી ભાતનાં વીદાય કર્યા તે ઠાર નરનારીને વિદાય કર્યા સજન મળવા જાય, મળી ભેટી પાછા ફર્યા, આનંદ અંગ ન માય. રાજા રાણી પાછાં ફર્યાં મળી ભેટી તે દીશ; રાજકુંવર ત્યાંથી નીસર્યા સસરાને નામી શીશ વાજતે ગાજતે પરવર્યા કુચ મુકામે જાય, રાક્ષસ સાથે રૂપમાં આનંદ અંગ ન માય. થોડા દિવસમાં આવીયાં સીરક-

સ્તાન મુકામ પોતીકા બાગમાં ઉતર્યાં, પહોંચી મનની હામ. અગર રાણીને થઇ તહીં લાખી મેમુદા નાર; દુઃખ ગયું દિલકા તણું તેણે સજ્યા સોળ શણગાર આવીને ચરણે નમી, આલિંગન દીધું તે સાર, સુખના સાગર ઉલટયા મળીયા રાજકુમાર; બંકાવળી બેઠી જઇ; તે પણ રાખી પાસ; ત્રીજી નાર હું તમ તણી એમ કહીને જોડયા હાથ એમ મળી બેઠી સહી ત્રણે નાર તે ઠાર; ઇંદ્ર તણી શોભા સહી. સીખ કરે ત્રણ નાર.

ચોપાઇ—પછે રાજકુંવરે વિચાર્યું તહી, પિતાને કાગળ લખવો અહીં ત્રણ નારી હું પરણ્યો આપ, તે પિતા તણો પ્રતાપ એવું મનમાં ધારીયું તે વાર, ત્રણે રાણીને પુછ્યા સમાચાર; માતપીતાને કહાવ્યું સહી. બંકાવળીને મળવા આવે અહીં ત્યારે રાણી કહે સાંભળો રાજન; તમને ગમે તે કરો આ દીન સાસુ સસરાને મળીશું આજ તો તો સરશે મનનાં કાજ. એવી વાણી સાંભળી તે તણી, કાગળ લખવા બેઠો ધણી, પોતે મન આણી ઉલાસ, લખ્યો કાગળ ચીત્ત રાખી પાસ, સ્વસ્તી શ્રી સીરકસ્તાન ગામ, રાજા જલદસંગ નામ; લખીતંગ તાજલમુખ ગુલામ. કર જોડીને દંડ પ્રણામ, કાગળમાં લખી છે વિનંતી. લખ્યા પ્રમાણે કરજો ભુપતી, તમ પ્રતાપે પામ્યો બહુ રાક્ષસ માર્યા જીત્યા સહુ, ગાંધર્વ લોકને વશ કર્યા, તે સર્વે તમારી દયા. અપસરા નારી પરણી લાવીયો. તે સાથે બાગમાં આવીયો. તે માટે લખી મેં વિનંતી મળવા આવજો પૃથ્વીપતી; તમો મળશો ત્યારે થાશે સુખ સત્ય માનજો કહું છું મુખ, માટે કાગળ લખી મોકલ્યો સહી, કાસદ સાથે મોકલ્યો તહીં એનો પ્રતીઉત્તર કહાવજો, મળવાને વહેલા આવજો.

દોહરો—લખી કાગળને આપીયો કાસદને તેણીવાર. સીરકસ્તા-

નમાં પરવર્યો, માતા પિતા તણે દ્વાર, કાગળ જઈને આપજે. સભા તણો જ્યાં સાથ; બીજા હાથે જાએ નહિ આપજે હાથોહાથ એવું કહીને મોકલ્યો સીરકસ્તાન તેણીવાર; જઇ કરીને પોહોંચીયો ચાર ઘડી મોઝાર સભા ભરી બેઠા સહુ કચેરીમાં તેણીવાર; ત્યાં કાસદે જઇ કરી નમીને કર્યો જુહાર મહારાજ કાગળ લાવિયો, એમ કહી આપ્યો હાથ રાજાએ કાગળ જોઇ કરી ચાંપ્યો રૂદીઆ સાથ ઉકલીને વાંચીયો, ખુશી થયો મન માંય, ધન ધન દહાડો આજનો, ઉગ્યો સોનાનો ત્યાંય વજીર તેડી વાણી કહી. કાગળ આવ્યો આજ; ગાંધર્વ લોકને વશ કરી કન્યા લાવ્યો વિખ્યાત માટે ત્યાં જાવું સહિ. લાવ્યો પદમણી નાર; અપસરા સહિત તે આવિયો, તેડે રાજકુમાર. પછી જનાનો તઇયાર કર્યો, જઇને કહ્યા સમાચાર; પછી કાસદને આપી આગ્ના. તે ગયો બાગ મોઝાર હકીકત સહુ માંડી કહી. મળવા આવે રાજા આ વાર; રાજકુંવરે વસ્ત્ર ધર્યાં, નારીએ સજ્યા શણગાર. સજ થઇ બેઠાં સહુ. જુવે વાટ નિરધાર; ત્યાં જનાનો સજ કરી, થયો રાય તૈયાર ત્યારે ચાર પુત્ર કહે, અમે આવીએ મળવા ત્યાંય; રાજા કહે ચાલો સહી અકલહીણા સાર. જુવો આ દેવકન્યા લાવીયો; તમે રમ્યા ગુણકાને દ્વાર; અસ્વાર થઇને આવજો; મુજ પછવાડે રાજકુમાર, જુવો ચતુરાઇ કુંવરની. પછે કરજો મન વિચાર, કેરી એની બુદ્ધી છે, અપરંપાર અપાર.

ચોપાઇ—આવ્યાં માબાપ મળવાને કાજ, મળી ભેટીને બેઠા આજ; પોતાને વિતી જે તહિ. માબાપ આગળ માંડી કહી બંકાવળી આવીને ચરણે નમી, સાસુ સસરાના મનમાં ગમી; ઘણું ખુશી થયાં તેણીવાર; મસ્તક હાથ મુકયો તે વાર. સભા સહુ ત્યાં અચરજ થઇ, ખુશાલી સહુને વાધી તહિં. ખાન પાન કરાવ્યાં મુખવાસ મન મધ્યે કરી ઉલ્લાસ પછી પીતાયે માગી રજાય, સભા સહુને કહ્યું છે ત્યાંય;

ચાલી અસ્વારી કરી તૈયાર, બંકાવળીને આશીષ દીધી સાર મળી કરીને ઘેરજ ગયા, રાજકુંવર તે ઠામે રહ્યા; એમ કરતાં ગયા બહુ દન; ત્યારે પછે શું વીત્યું મન; સરવે સાથે રંગે રમે, ભોજન મન ભાવતાં જમે; પછે નારીને ગર્ભ રહ્યો બંકાવળીને પુત્રજ થયો. ઘણા દિવસ એમ કરતાં ગયા, રાજકુંવર મોટા થયા, વરસ સાતનો થયો જેટલે, રાજરીત સમજ્યો તેટલે, બંકાવળી ઘણું હરખી મન, સ્વામી પ્રત્યે બોલી વચન. એનો જન્મ લખાવો અહીં, રાજકુંવરે સાંભળ્યું તહીં; જોશી તેડાવી કીધું કામ, જોશી બોલ્યા તેણે ઠામ. નામ બળવંત પાડોને તમો, લેખ પ્રમાણે કહું છું અમો; એવું સાંભળી થયો રળીઆત, પાડ્યું નામ મળી સહુ સાથ. વળી જોશી બોલ્યો તે ઠાર, રાજકુંવર પ્રત્યે નિરધાર; ઘણો ભાગ્યશાળી છે એહ; સત્ય માનજો તેહ, આવું સાંભળ્યું જેણીવાર હરખ્યા ઘણું તે રાજકુમાર, તિહાં ખુશી થયા જન સહુ, જોષીને ધન આપ્યું બહુ; જોષી પોતાને ઘેરજ ગયા, દ્રવ્ય લઇને સુખીઆ થયા, એમ કરતાં વીત્યા બહુ દન, રાજકુંવરે વિચાર્યું મન; પુત્ર આપણો મોટો થયો, હેત ધરીને બોલજ કહ્યો. ત્યારે પુત્ર બોલ્યો તે વાણ, સાંભળો માતાજી ચતુર સુજાણ; દાદાજીને મળવાના કોડ, નમીને કહું છું કરજોડ; માટે જવા દોને તમો; ખુશી થઇને કહું છું અમો; ત્યારે વિચાર્યું પોતે મન. સાંભળી વચન બોલ્યા રાજન, પુત્રજી તમે કહ્યું નિરવાણ, યાદ આવ્યું જલદપુર જાણ; તેને તેડવા મોકલ્યા છે દાસ, પુત્રનું મુખ જોવાને કાજ.

**દોહરો**—રાજકુંવર એમ બોલીયા, સાંભળ બળવંત તન; જાઓ મળીને આવજો. આજથી ચોથે દન. માણસ દાદાજીનું આવીયું તમને તેડવા કાજ; તેની સાથે પરવરો, ઘોડે ચડીને આજ. ત્યાંથી પુત્ર પરવર્યો ગયો સીરકરતાન મોઝાર; રાજસભામાં આવી કરી, ચરણે

લાગ્યો તેણીવાર, જયસિંગ ઘણું રીઝીઓ, તેડયો પુત્રને પાસ; ખોળામાં બેસાડી કરી. ચુંબન દીધું ગાલ. પુત્ર દેખીને ઘણું હરખીઓ, ઉલટ અંગ ન માય; ચતુરાઇ દીઠી ચોગણી ખુશી થયા મનમાંય. રાજાએ વીચાર્યું મન વિશે, ભાગ્યશાળી છે એહ; હવે હું તો વૃદ્ધ થયો; વિચાર કર્યો પછી તેહ. વજીર તેડયો પોતા તણો, વીચાર કર્યો તે સાથ; વજીરને કહ્યું મુખ થકી. એને પાટ બેસાડું આજ, જોષી બોલાવીને પુછીયું, શુભ મુહુર્ત નીરધાર; તે બતાવો મુજને નિશ્ચે કરી આવાર સભા ભરાઇ બેઠી સહી, ઉલટ સહુને મન ગોળ ધાણા વેહેંચી કરી, બોલ્યો મુખે વચન, સભા સહુ જન દેખતાં, રાજાએ કર્યું આ કામ; બળવંતને તેડી કરી, બેસાડયો તેણે ઠામ રાજ્યાસન બેસાડીયા વાગ્યાં ઢોલ નીશાન, જેજેકાર સભામાં થયો ખુશી થયા સહુ જન. રાજા રાણીએ સાંભળ્યું, હરખ્યા ઘણું મન માંહ. પુત્રનો પુત્ર રાજ પામીયો આનંદ અંગ ન માય રાજ ચલાવે આનંદથી; રાજા રીઝયો મન. ખબર થઇ કાકા ચારને તે ઉદાસ થયા મન, અમ છતાં રાજ એ કરે એ કોના ઘરનો ન્યાય; મુજ પીતાએ વીપરીત કર્યું એ તો શું કહેવાય. તેવું વિચારી નીસર્યા ગયા પીતાની પાસ; ત્યાં જઇને વીનંતી કરી. એ શું કીધું તાત. ત્યારે પીતા કહે પુત્ર, સંગ યોગ્ય નહી તમ રાજ સોંકા તનેશી એ થકી માટે સોંપીયું રાજનું કાજ, તમો રાજ ચલાવવું શીખ્યા નથી ત્યાં શું એ કરીએ કામ; ગુલામી ડામ દેવડાવીયા; રમીયા જુગટું તે ઠામ; મોટી એબ તમને સહી, સૌ દેખે પુરના લોક તમે ખાઓ પીઓ ખુશી કરો અલખ શોભાવો અપાર હુકમ કરે બળવંતજી ને પ્રમાણે રહો આ વાર. એવું કહીને મોકલ્યા પુત્ર પેલા ચાર, નીચું જોતા તે ગયા આવ્યા પોતાને દ્વાર.

છપ્પો—જુંઠું દેહમાં દુઃખ, સુખ પણ તેથી જુઠી; જુંઠુ દેહનું

કામ કલંક જે આપે કુડી. ભુંડું અંતે અપમાન, ભુંડું શાક દુ:ખ ગાએ ભુંડું ઉપાડવો ભાર. ભુંડું મુસાફરી જાએ પણ ભુંડાથી ભુંડું કહે મોટું દુ:ખ સંસારમાં; કવીજન કહે સત્ય માનજો, રાજ્ય જાય પર હાથમાં.

દોહરો—તે ખબર થઇ છે બાગમાં, હરખ્યો ઘણું તે રાજ; રાણીએ જઇને કહ્યુ તમ પુત્ર પામીયો નાજ: બંકાવળી ઘણું રીઝીયાં બીજી રીઝી નાર. મુજ સંવરનો પુત્ર તે પામ્યા રાજ કારભાર ઘણો હરખ તહાં થઇ રહ્યો, વધામણાં ઘેર ઘેર, હવે કાગળ અ લીનો, રાજ પામ્યે તેની પેર પુત્ર રાજ્ય પિતાનુ કરે, પોતે ઓચ્છવ ઘેર; બાગ બગીચા જોઇ કરી, હરખ છે બહુ પેર. ખારેપાયે આનંદમાં ઓચ્છવ થાય ઘેર ઘેર; એ વાત રહી એટલે કહું ચાર ભાઇની પેર.

ચોપાઇ—ચાર જણા વિચારજ કરે, મનમાં ખાટ પોત ને ધરે ઘણી ચતુરાઇ કરે છે સહી. પણ બળવંત સાથે ચાલે નહી. એમ થઇ ગયા બહુ દન: કાયલી થયા પોતે રાજન; આકુળવ્યાકુળ પોતાને મન. બોલ્યા બળવંત મુખ વચન. દાદાજી કહું એક વીનંતી તે સાંભળજો કાન થકી: હું બળવંત વહાલો ફું ધાર્યું ન ચાલે ચાર કાકા તણું; અતુલ બળ મહારું છે જાણું. ચાર કાકાનું નવ ચાલે વહાણ, તમે રાજ કેમ ન સોંપ્યું એહને; સમ કરી માની લીધો મને; આપ અખત્યાર આપીએ, સંદેહ મનનો ભાગીએ; એની મહોર કરી આપીએ સહી, બળવંત નિશ્ચિંત બેઠો તહી. નવ ચાલ્યું ચારનું તહી, મનમાં સમજી ને રહ્યા સહી; હવે વાત એક નવી થઇ, દાદાજી મરણ પામ્યા સહી; બળવંત રાજ પોતાનું કરે, કાકાનું મનમાં નવ ધરે; ખાય પીએને ખુશી કરે, બીજી વાત મનમાં નવ ધરે; એ વાત અહીંયાંથી રહી, બંકાવળીએ સાંભળ્યું તહી. તેણે બળવંતને કહાવ્યું [illegible]

તમો કાકાને છેક દેતા નહી તમો કાકાને શું કહીએ કથી, તમને શી· ખામણુ દેતાં નથી તમો છો અઉદ વિદ્યા ગુણુ જાણુ, તેમાં કાચું શું કહીએ વાણુ, વેદ પુરાણુ કહીએ કથી પીતા કાકામાં અતર નથી, પીતાનું રાજ તે પુત્રજ કરે, ધર્મ આપણો તેથી ફરે. એવું કાગળમાં લખ્યું છે સહી, એક કાસદને મોકલ્યો તહી. જઇ કાસદે કર્યા પ્રણામ, કાગળ કરમાં આપ્યો તે ઠામ વાંચી હરખ્યું અતઃકરણુ. માત પીતાના ચાંપુ ચરણુ, માતા વચન મીથ્યા નવ કરૈ રૂઉ રઉ નરકમાં નહી સંચરે.

દોહરો—બળવંત બુદ્ધિ આગળો, વાંચ્યો માતાનો પત્ર; કાકાને ચરણે નમ્યો, આપી મોહોર ને છત્ર. અમલ પટો અપ્યો વળી, આપ્યો કેડનો કટાર; રાજ્યાસન આપ્યું વળી, દીધો બહુ મનુહાર. માતપીતાએ તેડાવીઆ, અમો જઇશું અમારે ગામ; ખાવો પીઓને ખુશી કરો, રાખજો પિતાનું નામ ચારે ચીતમાં હરખીયા, દીધી બહુ આશીશ માતપીતાની ભક્તિ કરે, તેને સનમુખ જુગદીશ. પછી આગ્ના માગી સંચર્યા, ઊલટ અંગ ન માય; પ્રદક્ષણા કરી પ્રણમીયો, માતપીતાને પાય. રૂપ દેખી રીઝી ઘણું, કરી એવું શુભ કાજ; આપણે જઇએ બંકાપુરી, આપી પુત્રને રાજ. જોશી તેડયા જુગતશું, આદર દીધાં માન લગ્ન લાખેણું કહો તમો, રાજ તપે જેમ ભાણુ. ત્યારે જુગતે જોશી બોલીયા, ગુરૂ ધ્રુવ પ્રયોગ છે સાર આજ બેસાડો ગાદીએ, તપશે તેજ અપાર. વચન સુણી હરખ્યાં ઘણું, કીધાં સઘળાં કાજ. દાન પુણ્ય કીધાં ઘણાં, બળવંતને સોંપ્યું રાજ. વીમાને બેસી બેઉ જણાં, બંકાવળી મોઝાર, માનવી રૂપ મટી ગયું, પામ્યા દેવાંશી અવતાર. સુખ ભોગવે સ્વર્ગનું, પામ્યા સુરપદ ધામ પ્રાક્રમ કીધાં અતી ઘણાં, જુગમાં રહે એક નામ.

ચોપાઇ—જેણે મુખે સમર્યા શ્રીરામ, જુગમાં રહે એક એનું

નામ અન દાન કીધાં બહુ ઠામ, કર્યું જેણે પરમારથનું કામ. તે પામે વૈકુંઠ ધામ, જુગતે જશ વાધે પુર ગામ; જુગ જશ મનમાં જેહનો કહે કવી તેને જીવતો જાણવો.

દોહરો—એવાં પ્રાક્રમ જે કરે, રાખી હૈડામાં ધીર નામ રહે નવ ખંડમાં, જેવો વિક્રમ વીર. એ કથા જે સાંભળે, કરે જે પુન્યને દાન આ લોકમાં જશ પામશે, પરલોકે બહુ માન. બુદ્ધિ પ્રમાણે ચાતુરી, ધરીને મન ઉલ્લાસ જે ગાય શીખે ને સાંભળે, તેનો વૈકુંઠ વાસ. શ્રોતા વક્તા સાંભળો, પહોંચે મનના કોડ શામળ કહે સહુ બોલને જય જય શ્રી રણછોડ.



## જનસમાજમાં ખાસ વખણાએલી

## નવલકથાઓ.



| | |
|---|---|
| ગુર્જરી–મુંબાઈની શેઠાણી સચિત્ર | ૨-૦-૦ |
| મિલન–મંદિર (સચિત્ર) | ૨-૮-૦ |
| કુમુદકુમારી (સચિત્ર) | ૩-૦-૦ |
| રતિસુંદરી (સચિત્ર) | ૨-૮-૦ |
| રત્નગઢની રંભા (સચિત્ર) | ૩-૦-૦ |
| સરોજસુંદરી–સુધરેલો જમાનો | ૨-૮-૦ |
| સ્ત્રીઓની રંગભૂમિ | ૨-૮-૦ |
| સંસાર શેતરંજ ભાગ ૧ થી ૩ દરેક ભાગની | ૨-૦-૦ |
| વસંત વિહાર (ગઝલોનો ભંડાર) | ૨-૮-૦ |
| કર્મ–બન્ધન યાને વિધવાની કર્મકથા | ૨-૮-૦ |
| ભામિની કે ભૈરવી ? | ૨-૮-૦ |
| વિધિનું વિધાન (સચિત્ર) | ૨-૮-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૧ થી ૮ દરેક ભાગની | ૧-૪-૦ |
| સરસ્વતી (સામાજિક નવલ) | ૧-૪-૦ |
| વનવાસિની (ઐતિહાસીક) | ૨-૦-૦ |
| કુસુમલતા | ૧-૮-૦ |
| મદમ કે મધુરી | ૨-૦-૦ |
| કુસુમકુમારી | ૧-૮-૦ |
| માનવ શયતાન | ૨-૦-૦ |
| પ્રેમપિંજર કે ખુની ખંજર ? | ૨-૦-૦ |
| સન્મિત્ર કે શયતાન ? | ૧-૦-૦ |

